# સીતાયન

[ સીતા વનવાસ ]

રચનાર

**કવિશ્રી લલિતજી**

[ જન્મશંકર મહાશંકર બુચ ]

**કિંમત રૂપિયા અઢી**

સંવત ૧૯૯૯ — આવૃત્તિ પહેલી — સને ૧૯૪૩



પ્રકાશક

ગુર્જર સાહિત્ય ભંડાર

**લાઠી : [ કાઠિયાવાડ ]**

# પાત્રોનું વર્ગીકરણ

| પતિ | પત્ની |
|---|---|
| રામચન્દ્રજી | સીતાજી |
| ભરતજી | માન્ડવી |
| લક્ષ્મણજી | ઊર્મિલા |
| શત્રુઘ્ન | શ્રુતકીર્તિ |
| દેવમુખ | સરલા |
| ભૂખનરામ | મન્થરા |
| ગાલવ | ઇન્દિરા |
| માલવ | નન્દા |
| જનકરાજ | સુનયના |
| ઋષ્યશૃંગ | શાંતા |
| વિદ્યાધર | વિદ્યાધરી |
| વસિષ્ઠ | અરૂંધતી |



卐 卐

કૌશલ્યા : કૈકેયી : હનુમાનજી : કુમાર ચન્દ્રકેતુ : કુશકુમાર : લવકુમાર : વગેરે વિવિધ પાત્રવૃન્દ

સ્થળ : અયોધ્યા અને વાલ્મીકિ આશ્રમ તપોવન

પ્રકાશક : ધીરજ વકીલ. ગુ. સા. ભં. લાહી.
મુદ્રક : ચંદુલાલ જેઠાલાલ વ્યાસ
સ્વાશ્રય મુદ્રણાલય : રાણપુર. (કાઠિયાવાડ)

# સીતાયન

## સીતા વનવાસ નાટક.

### અંક પહેલો



### અંક : બીજો

## અંક : ત્રીજો



રચના તા. ૧૯-૯-૧૯૦૪ સં. ૧૯૬૦ ભાદ્રપદ ૧૦ સોમવાર
પ્રથમ ખેલ તા. ૧-૧૦-૧૯૦૪ ગીતસંગીત પુસ્તક પ્રસિદ્ધિ ગોંડલ

## પ્રકાશકનું નિવેદન

આ સંસ્થા છેલ્લા સાત વર્ષોથી શિષ્ટ સાહિત્યનાં પ્રકાશનો કરે છે. સંસ્કારી કુટુમ્બોમાં સ્ત્રીઓ, બાળકો, યુવાનો, પ્રૌઢો અને વૃદ્ધો એમ દરેકને રસમય વિવિધ વાચન દર વર્ષે "ગૃહ પુસ્તકાલય સેટ" દ્વારા મળતું રહે એવું સર્વગ્રાહી સાહિત્ય જનતા સમક્ષ રજુ કરવાની અમારી યોજનાનો અનેક રાજ્યો, સંસ્થાઓ, સુપ્રતિષ્ઠિત સદ્દગ્રહસ્થો અને આદર્શ સન્નારીઓએ ભાવભર્યો સત્કાર કરી અમારા અનેક પ્રયાસોને બળ આપેલ છે. આજની કારમી અસહ્ય મોંઘવારીમાં એકના બાર ગણાં વધુ ભાવો આપીને પણ અમે અમારી પ્રવૃત્તિ ચાલુ રાખી શકયા છીએ તેનો મુખ્ય યશ અમારા સન્માનનીય માનવંતા સભ્યોને ફાળે જાય છે.

ગુજરાત મશહુર કવિ શ્રી લલિતજી રચિત 'સીતાયન' નાટક આપ સહુ સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે. આ સંસ્થા પ્રત્યે સદ્દભાવ દર્શાવનાર લાઠીના સાહિત્યપ્રિય રાજવી શ્રી પ્રલ્હાદસિંહજી સાહેબના અમો આભારી છીએ.

હવે પછી ટુંક વખતમાં **"આપણાં નારી રત્નો"** પ્રકટ થશે. ત્યારબાદ તુરત **"આપણા મહાજનો"** પ્રકટ થશે. આ બન્ને ગ્રંથોને અપૂર્વ સહકાર સાંપડયો છે. કેવળ નિસ્પૃહભાવે આપણી માતૃભાષામાં આવા પ્રેરણાત્મક જીવનવૃત્તાંતોના ગ્રંથો પ્રકટ કરવાની અમારી સદ્દભાવનાને અનેક ગૌરવશાળી પ્રતિભાવંત પુરૂષો અને મહિલાઓએ પ્રોત્સાહન આપી પ્રકાશન અંગેના પરિચયો અને ફોટા બ્લોકસ મોકલી આપી જે મમતા દર્શાવી છે તે બદલ અમે સદ્દભાવ દર્શાવનાર અનેક સભ્યોના ઋણી છીએ.

આપ સહુનો સહકાર, પ્રેમ અને આશીર્વાદ યાચી પરમ કૃપાળુ પરમાત્મા અમારા નવા પ્રયાસોને બળ આપે એવી અભ્યર્થના સાથે.

સેવક,

નિહારિકા<br>ધીરજ વકીલ.

તા. ૧-૫-૪૩<br>ગુર્જર સાહિત્ય ભંડાર. લાઠી.

## એ જ બોલ

### ૧

પ્હેલો બોલ: એ છે કે: સીતાયન એટલે સીતાવનવાસ. સંસ્કૃત: **उत्तर रामचरितम्**: નાટકનો એ છૂટક અનુવાદ છે. તેનો કરુણ રસ ઓછો કરવાને, ઊર્મિલા-લક્ષ્મણનું સ્નેહ-જીવન. તથા શેક્સપીયરના ભૂલ ભૂલેવાં જેવું પ્રહસન તેમાં ઉમેરેલ છે. સને ૧૯૦૪માં, ગોંડળમાં; આ નાટકના અનેક પ્રયોગો ભજવાયા હતા ત્યારે ત્યાંના સ્વ. શેઠશ્રી બેચરભાઈ કાળાની નાટક કંપની હતી. તે આ ખેલ પણ ભજવતી.

આ નાટક યોજવામાં, મ્હારા ચાર સન્મિત્રોની, મને, સહાય હતી. ઠાકરશ્રી હિમ્મતલાલ ગણેશજી અંજારિયા: એમ. એ. એલ. એલ. બી, સ્વ. શ્રી રતિલાલ મગનલાલ અંતાણી. બી. એ, સ્વ. શ્રી પ્રભુલાલ છોટાલાલ બુચ. તથા સ્વ. શ્રી. સાકરલાલ મોતીલાલ વઝરાજાની. બી. એ. એલ. એલ. બી એમણે મને માર્ગદર્શન આપેલું હતું. તે માટે કૃતાર્થ છું.

મારી '<u>મહૂલી' જેવાં ભાવગીતો, પ્રથમ, આ નાટક માટે, રચાયાં</u> હતાં તેના ખેલોને ગોંડળનાં ગુણજ્ઞ રાજ-પ્રજાએ, ખૂબ, વધાવ્યા હતા. માંગરોળમાં, પણ, એના ખેલ થયા હતા. આ નાટકનો પ્રયોગ જોવા માટે, રાજકોટથી, મહાકવિશ્રી નાનાલાલ દલપતરામ તથા કવિ કાંત: શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ, ખાસ, ગોંડળ. તે સમયે, પધાર્યા હતા. ત્યારે એનાં માત્ર ગીતસંગીત છપાયાં હતા.

### ૨

બીજો બોલ: એ છે કે: લાઠીના હાલના નામદાર ઠાકોર સાહેબશ્રી પ્રહ્‌લાદસિંહજીના ખાસ અનુગ્રહને લીધે, આજે, વર્ષો પછી. "સીતાયન: નાટક", ગદ્ય-પદ્યાત્મક, પ્રથમ, પ્રસિદ્ધિ પામે છે. તેઓ નામદારે તથા તેમના રાજબાંધવયુગલ સુકુમારશ્રી મંગલસિંહજીએ તથા કુમારશ્રી હરિશ્ચન્દ્રસિંહજીએ તથા દીવાનશ્રી ભુપતરાયભાઇએ આ નાટકનું ગુંજન, મ્હારે સ્વકંઠે, એક પુણ્યપળે, સાંભળ્યું: અને આ નાટક પ્રસિદ્ધ થાય તેવી પ્રેરણા કરી. 'લલિતનાં બીજાં કાવ્યો' પણ નામદાર શ્રીએ સને ૧૯૩૨માં છપાવી દીધા હતાં.

સને ૧૯૩૮માં, બાલ યુવરાજ નામદાર શ્રી ભૂપેન્દ્રસિંહજીનો પ્રથમ રાજશિક્ષક હું નીમાયો હતો. એ રાજબાલ દર્શનની છબી આ સાથે છે:

કવિ શ્રી કલાપીજીએ, મને બાલક કવિ સ્વરૂપે, કેકારવમાં, દર્શાવ્યો છે. આજે ય, હું, તો, માત્ર જનતાજનાર્દનનો બાલક કવિ જ છું. એટલે જ 'સીતાયન"માં, સીતારામ કુશલવ દર્શન સર્વોત્તમ ગુહલીલાત્મક લાગશે. તેમાં પણ સીતાજી, કુશલવને, રામબાણ કલા, શીખવે છે તેનું ચિત્ર શ્રી મંગલસિંહજીએ મુખપૃષ્ઠે દોર્યું છે: તેતો અજબ પ્રોત્સાહક છે.

કવિ શ્રી ધૈર્યચન્દ્ર બુધ્ધે ગુર્જર સાહિત્ય ભંડાર દ્વારા નાટકનું પ્રકાશન, કરવાનું સાહસ, મ્હોટે મને ખેડયું છે. છેવટે એ સર્વ વાતનું કૃતાર્થતા-દર્શક નૈવેદ્ય, શ્રી ગુર્જરીને ચરણે ધરી, કૃતકૃત્ય થાઉં છું. તા. ૧૯-૪-૧૯૪૩ સોમવાર. હાદી. સં. ૧૯૯૯ ચૈત્ર શુકલ ૧૪ : નામદાર ઠાકોર સાહેબની ૩૨મી જન્મજયંતી : સ્વરાજહંસાલય.

કૃતાર્થ
લલિત

# સીતા–વિરામ

સીતાજી પામ્યાં રે વિરામઃ
ત્યારે રોયા રઘુરામ !
રા મ વ ન વા સે સીતા–
ગાતાં વરની ગુણગીતાઃ
ત્યાં, તો, માયાવી હરણે, પૂર્યાં પરધામ !
ક્યાં, જગ–જંજાળ–ઝાડી ?
ક્યાં, ઉરની અશોક–વાડી ?
લૂછ્યાં અશ્રુ, રામભક્તે, ભાવે, અવિરામ !
સતના અંગાર જેવો–
સતીએ વનવાસ સેવ્યોઃ
ધરણીને ખોળે, છેલ્લા, કર્યાં, રામરામ !

લલિત

કવિશ્રી લલિતજી અને લાઠીનાં રાજબાળકો



## અર્પણ

મ્હારા બાલશિષ્ય લાઠીના યુવરાજશ્રી ચિરાયુષ્યમાન
શ્રીમંત ભૂપેન્દ્રસિંહજી પ્રલ્હાદસિંહજીના કરકમળે
શુભાશીર્વાદ સહિત

લલિત

# સીતાયન

## નાટક

### પ્રથમાંક–નાન્દી : ઊર્મિલાની ઊર્મિએ–

**સ્થળ :** નન્દીગ્રામમાં ભરતાશ્રમની આસપાસનું તપોવન : ત્યાંથી અયોધ્યા નગરી ઝળતી દેખાય છે.

**સમય :** અરૂણોદય.

**પાત્ર :** ઊર્મિલા: લક્ષ્મણજીનાં પત્ની અને માન્ડવી: ભરતજીનાં પત્ની.

ઊર્મિલા : (ધ્યાનમગ્ન, પ્રભુપ્રાર્થના કરતાં ઉભેલ છે)

ગીત–

વિભુ ! કરૂં વન્દન : પ્રકટ, તું, પ્રિયજન !
વેદ–નિવેદિત, એક, અનેક, તુ :
મંગલ, તું, મનરંજન !

શેષરહિત, સપૂર્ણ, સ્વરૂપ : તું–
પ્રેમ–પ્રકાશક કુન્દન !

અપંગ જનનું, તું, અવલમ્બન :
અધીન ઉર, રસ–મંડન !

સગુણ સ્વરૂપ તુજ, દમ્પતી, સંતન :
જય : સીતા રઘુનન્દન !

અહા ! વિભુ એટલે વ્હાલ–વિભવની મૂર્તિ ! બીજું કંઇ જ નહિ !
"જ્યાં રેલે અંતરનાં વ્હાલ, ત્યાં પ્રભુ જાતે લે સંભાળ !"

—અનુભવની વીણા આવું જ કંઇ ગાઇ રહી છે.

તો પછી પ્રભુનું પ્રકટ દર્શન પ્રિયજનમાં પણ મૂર્ત થયેલું કેમ ન દેખાય? પ્રાણસમાન વ્હાલાંજન જડમાં તેમ જ ચેતનમાં બધે વિલસી રહેલાં પ્રત્યક્ષ થાય છે તો પછી પ્રિયજન એટલે પ્રભુની મૂર્તિ નહિ તો બીજું શું?

પ્રાણવલ્લભ લક્ષ્મણરાજનાં સ્વપ્નદર્શન આજે કંઇક અનેરાં જ હતાં. તેમની આંખમાંથી પ્રેમ અને ભક્તિનાં તેજ તો હમેશ મુજબ સ્થિરધીર પ્રકટ થઇ રહ્યાં હતાં. પરંતુ આજ તો તેની હૈયાંની સાંકળે હૃદયહિંડોળ બાંધ્યો હતો. ને તેમાં ઝુલે બીજું કોણ? ભગવંત સીતારામ વિના? પરંતુ તેમને ઝૂલાવનારી તો હું પોતે જ હતી. એ શું? શું એ સદ્‌ભાગ્ય મને સત્વર પ્રત્યક્ષ થશે ખરૂં? પ્રભુ! પણ એ કયારે?

ઘરકુટુમ્બ અને કુળના ભાવ તથા લ્હાવના ઉપભોગમાં તેમ જ ઉપયોગમાં પણ પ્રભુ–જીવન સમાય છે. ને તેથી જ સંસારને સાહૃદયજનો સ્વર્ગ માને છે. એવું જ જીવિત માનવીને દેવકોટિમાં લઇ જાય છે. સ્વાર્પણ એટલે પ્રિયજનનું પ્રતર્પણ! એવા તપોમય જીવનનો અનુકરણીય આદર્શ તો બસ ભગવંત સીતારામે જ જગતને ચરણે ધર્યો છે. તો પછી જગત તેને દેવપૂજન ધરે તેમાં નવાઇ શી?

[ અનુષ્ટુપ ]

પિતૃ ને લોકની સેવા, કરતાં, ધન્ય, જે જીવ્યાં,
વન્દિયે દમ્પતી દૈવી એ સીતારામને સદા!

પ્રેમભક્ત દમ્પતીજીવનનો મહિમા કેવળ પરમાદ્‌ભુત જ છે. કેમ કે— (માન્ડવી પ્રવેશ કરે છે)

માન્ડવી : (પગે લાગતાં) એમ કે? સતી ઉર્મિલા! ત્યારે સંસારજીવનની વિજયસિદ્ધિ એવા દમ્પતીધર્મ ઉપર આધાર રાખે છે કે?

ઉર્મિલા : (સ્હામા નમસ્કાર કરતાં) હાસ્તો : બ્હેન! દમ્પતીના

ઉચ્ચ વિકાસને લીધે જ સમાજજીવનમાં અનંત વસંતની લીલા જામી રહે છે. અને એ વિકાસનો બોધ જે સૂક્તમાંથી મળે છે તે એ છે કે :

[ મન્દાક્રાંતા ]

જન્મે, તેને, દિલ–દુધડિયાં, પાય છે. આશા–ઘેલાં :
જીવે, તેને, સ્મિત–ફૂલડિયાં, છાય છે. લાડઘેલાં :
જાતાં, તેને, નીર નયનનાં, સિંચતાં વ્હાલ–ઘેલાં :
સંસારીને સુરસમ પૂજે ભાવથી ભક્તિ–ઘેલાં !

આવી પૂજા, અજબ રીતની, માનવી–માનવીની :
દેશે–દેશે, ઘડી, ઘડી, થતી, રંકને રાજવીની :
આવી પૂજા, સ્વરૂપ જુજવે, દેશભક્તિ, સ્ફુરાવે :
અંતે, એ, તો, પ્રકટ કરતી દેવની ભાવનાને !

દેવાંશી આ ક્ષણિક દિસતો દેહ તો આપણો છે:
સંસારે આ ક્ષણિક દિસતો સ્વર્ગશો આપણો છે:
એ સ્વર્ગે તો સુરજનતણાં વાસ ને વાટિકા છે:
એમાં, આવી, નિશદિન, ન શું દેવપૂજા ઘટે કે?

જન્મે ત્યાંથી પરહિત કરે સ્વાશ્રયે શીખી રહેવા:
જીવ્યા સુધી પરમય રહે સ્વાર્પણે સ્હાય સેવા:
જેવા તેવા રહી જીવિતને આમ ઉજાળનારા
.એવાને તો સુરપદ ઘટે ને ઘટે દેવપૂજા !

માન્ડવી : ત્યારે સતી ! જીવ્યું સફલ: તે પણ એ જ કે ?

ઊર્મિલા : બ્હેન ! એ નહિ તો બીજું શું ? દમ્પતીના સાધુજીવનનો બોધ ઝીલતાં, બ્હેન ! પ્રભુજી પાસે ચાલો આપણે માગી લઈએ કે :–

[ ગીત ]

જગમાં, જીવ્યું, પ્રભુ ! સફલ થજો:
અમ જીવનનો શુભ હેતુ હજો !

સુન્દર ગૃહસંસાર જીવનની, સરલ ગતિ, પ્રભુ !. અમ, બનજો:
હેતભર્યાં હૈયાંની સેવા એકમેક પ્રિયજન ધરજો !
ધર્મયજ્ઞમાં કંઇ હોમાતાં દમ્પતી કલ્યાણક બનજો:
સીતારામ સમા સહચરણે વિશુદ્ધ વ્હાલપ વિસ્તરજો !

માન્ડવી : પણુ, સતી ! ભરતરાજની સેવામાં શ્રીરામ પાદુકાનું પૂજનપાત્ર લઈ હું જતી હતી: ત્યાં તમને કંઇ કહેવાનું સાંભર્યું તેથી ઉભા ઉભ અત્રે હું આવી છું. આજ અરૂણોદય સમયે ભકતરાજને કંઇ સ્વપ્ન આવ્યું તેમાં અયોધ્યા નગરીને સીતામૈયાએ શિર ઉપર ધરી હતી. અને મહારાજ રઘુવીર તે નગરીને છત્ર ધરી બીજે હાથે સતીનો ભાર હળવો કરતા હતા. તેવામાં કાંઇક અગ્નિ દીવ્ય જેવું પ્રકટયું ને તેમાં સતી હોમાયાં. એક હાથે નગરીને ધરી બીજે હાથે, મહારાજ, સતીને બચાવવાનો વ્યર્થ પ્રયત્ન કરતા હતા. તેવામાં નગરીનાં પ્રજાજનોનાં આંસુથી ચિતા ઠરી જાય છે ને સીતારામની સજોડ પ્રતિમા તે નગરીના હૃદયમાં સ્થિર થઈ ડોલે છે.

ઊર્મિલા : વિશેષ અનિષ્ટ પરિણામ, પ્રભુ, ન, લાવે, પણુ, બ્હેન, મને તો તેથી ઉલટું એમ ભાસે છે કે : એ રાજદંપતીનું આગમન આ તરફ સત્વર થશે.

મને પણુ આજ સવારે સ્વપ્નમાં લક્ષ્મણરાજની મંગળમૂર્તિનાં સ્મિત કંઇક એવું જ સૂચવતાં હતાં. ને તે ઉપરથી જ વિશેષ પ્રફુલ્લ થઈ આજ બ્હાર આવી પ્રભુ–સ્તવન ગુંજતી હતી; (સચેત થઈને) પણુ એ શું ? શાનો અવાજ એ ?

(નેપથ્યમાં) " રામ રાજ્યની ગજાવો વીરહાક ભરી આણુ ! "

ઊર્મિલા : બ્હેન ! ચાલો, ભરતરાજની સેવામાં તેમની છાયા વિના બીજું નિર્ભય સ્થળ કયું ?

(નેપથ્યમાં) "રામરાજ્યની ગજાવો વીરહાક ભરી આણુ ! "

પણુ, શું એ ? રામરાજ્યની આણુ ! પણુ તેની આવી ઉન્માદભરી વીરહાક આવે સમયે અને આ સ્થળે શા માટે ? વળી નેત્ર કેમ ફરકે છે ?

માન્ડવી : બ્હેન ! કાંતો પેલાં સ્વપ્નોનો ફલોદય તો નહિ થતો હોય ? માટે ચાલો અંદર : જે હશે તે જણાઈ રહેશે.

[ બન્ને સચિંત ભરતાશ્રમમાં જાયછે. ]

## પ્રથમાંક : પ્રથમ પ્રવેશ

**ભરતાશ્રમે :**

**સ્થળ : ભરતાશ્રમ, સમય : પ્રાતઃકાલ,**

**પાત્ર : ભરતરાજ, માંડવી, હનુમાનજી, સીતારામ. લક્ષ્મણ, રાજ-કુટુમ્બ, વસિષ્ઠજી, અરૂંધતી દેવી.**

(આશ્રમને આંગણે, કદમ્બના વૃક્ષ નીચે, રામપાદુકાની પાસે, એકપગે, ઉભેલા અને સીતારામનાં સ્મરણ કરતા ભક્ત ભરતરાજ પ્રત્યક્ષ થાય છે. તેમના તપના તેજનો સ્તંભ આંકાશ માપતો ઉભો છે. સતી માંડવી પૂજા સામગ્રી તૈયાર કરે છે. ને ઊર્મિલા, વ્યગ્રતાથી, આમતેમ જોતાં હરફર કરે છે ને કંઇક સાંભળે છે.)

હનૂમાનજી : (આકાશમાંથી ગાતા ને ઘૂમતા, તેજસ્તમ્ભથી અંજાઇને નીચે ઉતરી પડતાં)

[ગીત]

રામ રાજ્યની ગજાવો વીર-હાકભરી આણ !<br>
એક બાણ ! એક વાણ ! એક જાનકીના પ્રાણ !<br>
સપૂત ધર્મ પાળતાં, વનમાં, દમ્પતી વસ્યાં :<br>
અધર્મને હઠાવતાં, સ્વધર્મ યજ્ઞમાં, ધસ્યાં !<br>
દીનનું શરણ દયાળ, ભક્તના પ્રતાપી ભાણ !

અરે ! પણ આ શાનો પ્રકાશ મને કેવળ આંજીજ દે છે ? સીતારામના અનન્ય ભક્ત હનૂમાનનો માર્ગ રોકવાની—ઉદ્ધતાઇ આમ કોણે દર્શાવી હશે વળી ? લંકાના કોઇ રાક્ષસી ગુપ્ત દૂતની તો આ માયા :નહિ હોય ? શું અહીં પણ તે આવી લાગેલ છે

કે ? પણ તેથી શું ? લંકા વિજયનો અણજાણ કોઈ એ હોવો જોઈએ. તો ચાલ. તેને યોગ્ય પીછાન આપુ. જય સીતારામ !

(સીતારામનો ધ્વનિ સંભળાય છે.)

પણ આ શું? સીતારામનો એ ધ્વનિ ક્યાંથી આવ્યો? અરે ! કાં તો એ દાનવ મ્હારા ચાળા પાડી પડછંદ પાડતો હશે. માટે ચાલ ત્યાં.

(પરિક્રમણ કરી ધ્યાનમગ્ન ભરતરાજને નીહાળતાં)

અહો ! આ તો કોઈ તપસ્વી લાગે છે. ને તે મ્હારાં સીતારામની જ ધૂન જગાવતા અડગ ઉભા છે. પણ મુદ્રા તો જાણે મ્હારા રામની જ ! પણ ત્યારે પરમ રામભક્ત ભરતરાજ તો એ શું નહિ હોય ? શું ત્યારે આ નન્દીગ્રામ કે ? અને પેલી નગરી તે અયોધ્યા કે ! મ્હારાં સીતારામનાં રાજલક્ષ્મીનાં ધામજ એ તો ! જય દુર્ગે ! દેવી ! તને, પ્રાણવન્દન ! અરે ! મોહાવેશમાં કેમ આમ ભ્રમણે ચ્હડું છું ? ચાલ ત્યારે ભરતરાજને મળી વધામણી આપું કે મ્હારાં–નહિ રે–પ્રથમ તો એમનાં સ્તો–ત્યારે આપણાં સીતારામ પુષ્પકવિમાનમાં બેસી આ ઉડતાં આવે !

(તેમ કરે છે ત્યાં પુષ્પકવિમાનમાં બીરાજેલાં સીતારામ આકાશમાંથી ઉતરતાં દેખાય છે.)

રામચંદ્રજી : દેવી જાનકી ! ભલે, તમારી ઇચ્છાનુસાર વર્તીશું. પરંતુ હવે લંકાના અગ્નિદીવ્યની વાત જતી કરિયે. પાવકને પણ પુનિત કરનારાં મ્હારા પ્રાણલક્ષ્મીની વિશુદ્ધિનાં તેજમાં ન્હાતાં મ્હારાં રાજભક્ત પ્રજાજનો વિશેષ ઉજ્વલ બનશે જ. છતાં તમે ધારો છો તેવો પ્રકૃતવ્યહારજનિત કંઈ અવયોગ આવશે તો પણ તે પ્રસંગે કેવળ પ્રજારંજનાર્થે તેમના મનમાન્યા રાજપુરૂષને તેમની સેવા સોંપી આપણે બન્ને સંગે વાનપ્રસ્થ લઈશું. ને ત્યાં.–

સીતાજી : નહિ, પ્રાણાત્મન્ ! એમ નહિ, મ્હારી તો એ જ વિનતિ છે કે તેવે પ્રસંગે તો મને એકને જ—

રામચંદ્રજી : દેવી ! દેવી ! બસ થયું હવે ! એ વાત વિસારી. માંડ મળેલી આ આનન્દની પળો ચાલો આપણે વધાવિયે.

સીતાજી : જેવી દેવની આજ્ઞા ! પણ દેવ ! આ સ્વપ્ન તો નથી કે?

રામચંદ્રજી : મને તો મ્હારાં હૃદય-જ્યોતની આ બધી સ્નેહ-લીલા જ લાગે છે.

[ ગીત ]

સ્વપ્ન-વસંત આ :
પ્રકટી રહે પ્રણય-પ્રભુતા !
અકલ, અગમ્ય, અનહદ, રમ્ય,
સ્મિતભર, છાય સુંદરતા !
પ્રિયજન-સંગ, રસિક તરંગ,
સૂર રેલાય સંગીતના !

સીતાજી : ત્યારે એ સ્નેહ-લીલામાં મ્હારા રમણીય રામવિરામ વિના બીજાં કહોનાં દર્શન થાય?

[ ગીત ]

સ્નેહલીલા, અહા ! ન્યારી;
ભોળેભાવે, ભલું કરનારી !
દેવની દયાના મેવા, પમાડે, સંસાર-સેવા;
પ્રભુના બાલુડાંને એ બહલાવનારી !

રામચન્દ્રજી : દેવી ! એમ જ છે અને સદા એમ જ હજો જગતમાં ! પણ જુઓ તો ખરાં ! આપણે તો છેક અયોધ્યા નગરીની સમીપે જ આવી પહોંચ્યાં અને આ તો નન્દીગ્રામમાં જ આપણે ઉતરિયે છિયે- પણ આ તેજ:પુંજ કહોનો? અહો ! એ તો મ્હારા ભરત બાંધવનોસ્તો ! સાંભળ્યોને એનો સ્વર? ક્યાં છે એ?

(બન્ને લક્ષ્મણરાજ સહિત વિમાનમાંથી ઉતરે છે તેવું તે પાછું જાય છે)

સીતાજી : આર્યપુત્ર ! પેલા રહ્યા બન્ને ભક્તરાજો ભરતરાજ અને

હનૂમાનજી! પેલાં બીજાં બે કોણ એકદમ અંદર ચાલ્યાં ગયાં તે? ભગવન્ત! ચાલો. ચાલો, હવે તો સત્વર આપ્તજનોને મળિયે.

(એકદમ, ભરતરાજ સામેથી આવી રામચન્દ્રજીને ભેટે છે)

ભરતરાજ : જય સીતારામ! અહો! દેવદમ્પતી! (મૂર્છિત થાય છે)

રામચન્દ્રજી : (ઝીલી લેતા) દેવ–બાન્ધવ! સ્વસ્થ થાઓ ને પ્રભુનો અનુગ્રહ માનો કે: અંતે તમારાં તપ ફળ્યાં અને આપણે સર્વ આમ સંયોગ પામી શકયાં. જુઓ, દેવી સીતા તમને સ્હોડમાં લઇ ઉભાં રહ્યાં છે. કુમાર લક્ષ્મણ! જુઓ, કાંતો, ભગવતી અરૂંધતી, ભગવાન વસિષ્ઠ, રાજકુટુમ્બ અને પ્રજાજનો આ તરફ આવતાં જણાય છે. જાઓ, તમે તેમને પ્રથમ સત્કારો ત્યાં ભરતરાજને લઇને અમે પણ સત્વર આવીએ છીએ. (લક્ષ્મણરાજ તેમ કરે છે ને સૌ આવી પહોંચે છે.)

ભરતરાજ : (સ્વસ્થ થતાં) મહારાજ! આપની આ પાદુકા સ્વીકારી આ રાજ્યાસને બીરાજીયે જી :

રામચન્દ્રજી : ભક્તવીર ભરતજી, રાજગુરૂ દમ્પતી તથા રાજ્ય માતાઓની જેવી આજ્ઞા થશે તેમ જ ભલે કરીશું. હાલ તો ચાલો તેમને વન્દન કરિયે.

–ગુરૂદમ્પતી! રાજ્યમાતાઓ! વન્દન કરે છે આપનાં આ સર્વ આશિશ બાળકો!

સર્વ સાથે : વિજય હો રઘુવીર રામચન્દ્રજીનો!

વસિષ્ઠ ને અરૂન્ધતી : રાજદમ્પતી! લ્યો સ્વીકારો ને પ્હેરો આ રાજમુકુટ અને વિરાજો આ વિરામ રાજ્યાસને!

રામચન્દ્રજી ને સીતાજી : જેવી ગુરૂજનોની આજ્ઞા!

(ભરતરાજ પાદુકા ને પુષ્પમાળા પહેરાવે છે.)

સુમંત અને મહાજનમંત્રી : રાજદમ્પતીને વધાવી લેવાને સમસ્ત પ્રજા એકી અવાજે આનન્દના લલકાર ગજવી રહી છે તો તેમને દર્શન દઇએ ને નૈવેદ્ય સ્વીકારીયેજી!

[ ગીત ]

(બે બટુક કુમારિકા ગીતકુસુમે વધાવે છે)

પ્રિય રાજજુગલ ! પગલાં ભરિયેજી ધીમે ધીમે :
ધીમે ધીમે : ધીમે ધીમે : ધીમે ધીમે !

ચાલો, સંગે, જીવનજંગે, મ્હાલો, રંગે :
અવધરાજની રાજસભા આનન્દે આ છલકાય !
પ્રેમપરાયણ નિજપ્રજાને નિવાજીયે : રઘુરાય !

રામચન્દ્રજી : ચાલો, ત્યારે રાજ્યનગરી તરફ જઇએ ને પ્રજાજનોને પ્રત્યક્ષ કરિયે. (સર્વે પરિક્રમણ કરે છે.)

## પ્રથમાંક—પ્રવેશ ૨

### રાજમાર્ગે

સ્થળ : અયોધ્યાનો રાજ્યમાર્ગ
પાત્ર : દેવસુખરામ અને હનૂમાનજી

( નેપથ્યમાં પ્રજાજનોનું આતિથ્યગીત ગાજે છે. )

[ ગીત ]

રાજપ્રજાને પુનિત ભારતે રોજ હજો લીલા લ્હેર હો !
સુખના સૂર્ય તપો ! ચળકો શીતળ પરિચયના ચન્દ્ર !
શાંતિનાં મોતીડાં વરસો : ફૂલો ફળો જન-વૃન્દ !

પ્રભુ-નન્દનના નન્દનવનમાં પ્રકટો પ્રણય-પ્રકાશ :
દેવરાજ્યનાં દેવજન ધરો ગોપાલન રસથાળ !

રાયરંકના સંવદંપતી રચો સરળ સંસાર !
જન્મભૂમિના બાળ સ્વસ્થ રહી રમો પ્રવૃત્તિ-રાસ !

અભિષેકને અભિનંદનના ઉત્સવનો આ અંત:
રાજવંશી રાજર્ષિ સીધાવે સુરવર મુનિવર સંત !

રાજ જુગલનો વંશવર્ધક જણાય શુભ સંચાર :
શાંત પ્રજાના સ્વસ્થ રાય રઘુવીર ભરે દરબાર !

દેવમુખ :– પ્રભુના મહિમાનો પાર કોણ પામી શક્યું છે? ધન્ય પ્રભુ! આર્યોની અપૂર્વ દેવભાવનાને પ્રભાવે, માનવ–ભાવ સાકાર થાય છે ત્યારે સંસારની સુન્દરતા કેટલી બધી ઝળહળે છે? જીવનવૃક્ષનાં કલ્લોલ કરતાં કલહંસો, બુદ્ધિસૌષ્ઠવને લીધે માનસસરનાં મોતીડાં ચણે છે. માનસનાં રાજહંસો આત્મ–ઐશ્વર્યને અંતે, પ્રેમ–કલ્યાણના આશ્રમો બાંધી પરમહંસ બને છે. અને હૃદય વાત્સલ્યને અંતે પરમહંસ દેવમય બને છે. આવાં દેવજનોનાં પવિત્ર જીવન પરમય–સર્વમય–થવાથી તેઓ પ્રભુના અવતાર સ્વરૂપે કેમ ન પૂજાય? તેથી જ ભગવાન રઘુનન્દન અને ભગવતી જાનકી જેવા સંત દંપતીની ગુણલીલા ગવાય તેટલી ઓછી સ્તો!

અરે! પણ સરલા હજી કેમ ન આવ્યાં?

સરલા : (અચાનક આવીને) જી, આ આવી. શી આજ્ઞા છે?

દેવમુખ : ઓહો! સીતાજીનાં માનીતાં સહચરી તો શૃંગાર કલગીએ કંઈ ઓર સુહાય છે ને શું? મ્હારે તો હવે ભક્તરાજ હનૂમાનજીની સાથે લોકચર્યામાં જોડાઈ જવું પડશે. ને તમે?

સરલા : તો અમે સામંતિની દેવીની શુશ્રૂષામાં ખોવાઈ જઈશું. તો પછી એકલવાયા બધે આથડ્યા કરજો.

દેવમુખ : વાહ! અત્યંત આનન્દના શુભ સમાચાર. ત્યારે તો તમને ઉભાં રહો શ્રી હનૂમાનજીને પુંછડે જરાક ચકડોળે ફેરવિયે! જો પેલા આવે–(હનૂમાનજી પ્રવેશ કરે છે)

સરલા : નારે બાઈ! એ વળી કોણ? હું તો આ ચાલી મારે કામે!

(સરલા નાસી જાય છે)

હનૂમાનજી : જય સીતારામ! દેવમુખરામજી! જયસીતારામ! કેમ શા વિચાર કરો છો? આપણે તો સીતારામની સેવાનો જ સદાચાર! ચાલો, ત્યારે લોકચર્યા માટે.

દેવમુખ : અરે એ ભક્તરાજજી ! લોકચર્ચા એટલે કાંઇ પુછડું પછાડવું નથી. એ તો મુત્સદ્દીના મુંગાં કામ.'

હનૂમાનજી : એમ કેમ ? આપણાં સીતારામ તો વસતીના શીતળ આરામ જ છે ને ?

દેવમુખ : છે તો એમજ. પરંતુ મંથરા દાસીનાં કારસ્તાન કાંઈ કાચાં નથી. તેને તો હું જ પ્હોંચી વળીશ.

હનૂમાનજી : ત્યારે મારે શું કામ ?

દેવમુખ : તમારે મને સલાહ આપવી ને આપણે એ રમુજી સૌને રમાડાશું સ્તો. પણ તમે હરખઘેલા થઇને ફૂદો એવા ખુશખબર આપું. સાંભળો: ( કાનમાં કંઈ કહે છે.)

હનૂમાનજી : અહોહો ! વાહ પ્રભુ ! વાહ ! ચાલો ત્યારે તો એ રાજદંપતીની સેવામાં અનુરંજને વિનોદ ધરિયે.

મ્હારાં સીતારામ હો !<br>
ફળ્યાં પુણ્યને ફાલજો !

દેવમુખ : જુઓ સાંભળો વૈતાલિકોનું એ રાજગીત ને ચાલો ચાલો હવે રાજદરબારમાં. ( બન્ને જાય છે )

## પ્રથમાંક—પ્રવેશ ૩.

### રામ રાજ્યદરબારે.

સ્થળ : રામચન્દ્રજીનો રામરાજ્યદરબાર.
પાત્રો : રાજદમ્પતી, રાજમંડળ ને પ્રજામંડળ.

[ દોહરો ]

હનૂમાનજી : નમે મંત્રી સામંત ને, નમે પ્રજાજન ધીર;
ચરણ શરણ ઝુકી રહે, સ્વીકારિયે: રઘુવીર !

રામચન્દ્રજી : ભગવતી અરૂન્ધતી ! ગઈ કાલના લોકવિદ્યાલયના સમારંભમાં સતી સીતા અને રંક રામના બાલધર્મ ઉપર પ્રજાગણ આગળ વિવેચન કરતાં અમારા રાજધર્મની ઉન્નત આશા તેઓને આપે આપી. તેવાં મહાન કાર્યો કરવાની શક્તિ તો આપની અને સદ્દગુરૂ વસિષ્ઠજીની કૃપાથી હજી અમારે મેળવવાની છે, બાકી હાલનાં સુખશાંતિ તો આપ પૂજ્ય દંપતીને લીધે જ પ્રસરી રહી છે. સદ્દગુરૂ વસિષ્ઠજીની સહાય વિના બાલક યુવરાજ ભરતજી ભાગ્યે જ કાંઈ કરી શકત.

અરૂન્ધતી : રઘુરાય ! રાજ્યધર્મનો બોધ તો મુનિવર્ય જ કરી શકે. બાકી મેં તો જોયું તેવું કહી બતાવ્યું.

વસિષ્ઠજી : રઘુરાય ! પ્રેમચર્યામાં જ પ્રજાપ્રીતિ રહી છે. અને ખરૂં છે કે: પ્રેમચર્યા રાજ્યવ્યવસ્થાનો કાર્યભાર જાતે જ વહેવામાં રહી છે. પરંતુ હાલ તો અમારૂં નવીન મંત્રીમંડળ, ભલે, સઘળો રાજ્યકારભાર થોડોક કાળ પણ પોતાથી ચલાવી લે. માટે અમો સમય

પ્રજાસેવામાં જ ન ગાળી કંઇક વિશેષ વખત, રાજદંપતીએ વિનોદમાં વીતાવી જરા આરામ લેવાની જરૂર છે. કેમકે અંતે પ્રજાકલ્યાણ પણ તેમાંય સમાયેલું છે. કેમ, સુમંત પ્રધાનજી! એમ થાય તો પછી તમે ખુશી થશો જ ને?

સુમંત : મુનિરાજ! સુખશાંતિની ઘડી રાજદંપતી નીરાંતે ભોગવે એથી વિશેષ સેવક સુમંત શું ઇચ્છી શકે? પ્રજામંડળની જ ઇચ્છાનો મેં તો માત્ર અનુવાદ જ કરેલો છે.

રામચન્દ્રજી : પ્રધાનજી! સદ્‌ગુરૂ વસિષ્ઠજીની ને પ્રજામંડળની મારે આજ્ઞા ઉઠાવવી જ જોઇએ. એમનો જ બોધ છે કેઃ–ભગવતી વસુન્ધરા એ કામધેનુ છે. ને તેની પ્રજા એ ગોબાલલોક છે. ને રાજા તો એ પ્રજાનો લાડિલો ગોપાલ છે. તેણે જ એનું પવિત્ર દુગ્ધામૃત ગવ્ય ઉતારવું ને તેનાથી એ વત્સલ પ્રજાને પોષવી. એ શું ઓછું મહાભાગ્ય છે કે? લોકસેવકનું સુખ, જનસેવામાં જ રહ્યું છે. એવી મહાસેવાની એક જ ઘડી રંક રાજસેવક જાનકીને અને રાઘવને ઉદ્ધારવાને બસ છે. લોકારાધન માટે રાજદંપતી પોતાનું આત્મ–સર્વસ્વ અર્પણ કરે તો પણ પ્રજા-પ્રેમના પ્રમાણમાં એ લેશમાત્ર ગણના યોગ્ય નથી, તે નથી જ!

**દોહરો**

**પ્રજાપ્રેમનાં પાત્ર તો સેવાધર્મ જ સ્હાય:**
**પ્રજાપ્રેમથી જીવતાં સીતારામ સદાય!**

(દેવમુખરામને આવતો જોઈ)

કેમ? દેવમુખ!

દેવમુખ : યુવરાજ રામચંદ્ર (અચકાતાં) મહારાજ!

રામચંદ્રજી : કંઇ નહિ, દેવમુખ! મ્હોટા મહારાજાના માનીતા પરિજનોનું પરિચિત નામ મને બહુ જ ગમે છે. કેમકે એથી તો શિરછત્ર મહારાજાની શીળી છાયાનું સતત ભાન થાય છે.

દેવમુખ : જી, મહારાજ ! ઋષ્યશૃંગ આશ્રમેથી કોઈ દૂત આવેલ છે.

રામચંદ્રજી : ભલે, આવે, સત્વર ! (દૂત આવે છે) કેમ ? રાજદૂત !

દૂત : (આવતાં લળી લળીને વંદતાં) જય હો ! મહારાજ રઘુવીરનો ! ભગવતી શાંતાએ અને ભગવાન ઋષ્યશૃંગે શુભાશીર્વાદ સાથે કહાવ્યું છે કે : યજ્ઞમંડપને માન આપવાને સહકુટુમ્બ પરિવાર ત્યાં પધારશો.

રામચન્દ્રજી : ભગવતી શાંતાબ્હેને અને ઋષિરાજ ઋષ્યશૃંગે તો બહુ જ ઉપકાર કર્યો. ઠીક છેઃ રાજદૂત ! રાજમંદિરે હાલ તો રોકાઓ.

રાજદૂત : જેવી મહારાજની આજ્ઞા. (જાય છે)

રામચંદ્રજી : ભગવતી અરૂંધતી ! રાજદૂતનો સંદેશ પૂજ્ય રાજમાતાજીઓને વિદિત કરી આપ સર્વ ફરમાવશો તેમ જ કરવા તૈયાર છું.

અરૂંધતી : રઘુરાય ! અહીંથી તે માટે જ હું રાજમાતાજીઓની પાસે જ જઈશ. પછી મુનિરાજ જેમ સૂચવશે તેમ જ કરીશું.

વસિષ્ઠ ; રઘુરાય ! મારી ઇચ્છા એવી છે કે : તમારે તો અહીં જ રોકાવું. તો પણ દેવી અરૂંધતી અને રાજમાતાજીઓ જેમ નક્કી કરશે તેમ જ વર્તીશું.

(હનૂમંતને પાસે આવતા જોઈને) કેમ ભકતરાજ ! મહારાજને શું નિવેદન કરવાનું છે ?

હનૂમંત : પૂજ્ય મહર્ષિ ! મહારાજના સર્વે રાજપરોણાઓ સુખેથી આજે સીધાવ્યા છે. સર્વત્ર લીલાલ્હેર છે રામરાજ્યની !

સીતાજી : મહારાજ ! ભકતરાજ તો મ્હારી સંભાળ આજ પણ અહીં ખૂબ લીધા કરે છે. વળી આપે રાજપરોણાઓને યોગ્ય પોશાક આપીને તેમનો સત્કાર ખૂબ કર્યો છે પરંતુ ભકતરાજની અનન્ય સેવાની એથી વિશેષ કદર થવી જોઇએ, તો આજ્ઞા હોય તો

આ મ્હારી અમુલખ મણિમાળા તેમને અર્પું. ભક્તરાજના કર્યા કોનાથી થવાના છે?

રામચંદ્રજી : દેવી ! ભલે તેમ કરો (સ્વગત) ભક્તરાજની અનન્ય પ્રેમ–ભક્તિનું મૂલ્ય સતીએ આમ આટલું જ ઉતાર્યું; પરંતુ એને માટે તો રંકરામની જાત પણ ઓછી જ છે. (પ્રકાશ) ભક્તરાજ ! મણિમાળા સ્વીકારિયે.

હનુમાનજી : જેવી આજ્ઞા મ્હારાં સીતારામની !

(મણિમાળા સ્વીકારે છે)

દેવમુખ: કિન્નર કંઠી બાલિકાઓ ! સતી સીતાજીનો આવો આનન્દ વધાવતાં શાને વિલંબ કરો છો ?

### બાલિકાઓનું ગીત

લાગી તાલાવેલી તનમાં; જોને, એલી !
લાગી તાલાવેલી તનમાં : રે !

પેલી અલબેલી વેલી જેવી વરધેલી !
હૈયાનો હરખ એનો ઉછળે ને ઉભરાય :
ઓધની એને વળે તો એવી હેલી : રે !

છાકની છલક, એની આંખની હલક,
એનાં મુખડાં મલકતાં રે !

મનના મર્મ એના મુખડામાં આલેખાય :
બ્હાવરી બ્હીનેલી જેવી એ બનેલી રે !

શ્વાસની સૂચક, એના અંગની લચક,
એનાં નમણાં નળકતાં રે !

સીતાજી : ભૂલ્યા, દેવમુખરામ ! એવી સ્થિતિ અત્યારે તો હોય સામંતરાજ લક્ષ્મણજીનાં સતી ઊર્મિલાની ! કે જેણે અમારે અર્થે ચૌદ વર્ષોનો વરનો વિયોગ આનન્દથી સહન કર્યો છે. માટે મહારાજ ! આજ્ઞા હોય તો–

રામચન્દ્રજી : ચાલો, તેનાં આવાસે જઇયે ને તેના સતીત્વને વધાવિયે. ભલે, દેવી! તમે રાજમંદિરે જાઓ, તેટલામાં વત્સ લક્ષ્મણે આપણા વનવાસની ચિત્રપાટી તૈયાર કરાવી છે તેને મંગાવીને તમારા સૌના વિનોદ માટે હું સત્વર લઇને ત્યાં જ આવું છું.

સીતાજી : જેવી મહારાજની આજ્ઞા.

ભક્તરાજ હનુમાનજી : રાજદંપતી આ રસ્તે પધારિયે.

(સર્વે જાય છે)

## પ્રથમાંક : પ્રવેશ : ૪

### ઊર્મિલાને અંતઃપુરે

સ્થળ : રાજ્યમંદિરનું અંતઃપુર : સમય પ્રભાત
પાત્ર : ઊર્મિલા, સીતાજી, કૌશલ્યા ને કૈકેયી.

ઊર્મિલા : ( ગાતાં ને ઘૂમતાં આવે છે )

[ ગીત ]

વ્હાલાં પ્રાણસમાં પ્રિયજનને જોતાં, કૈંક થાય છે!
ઊંડાં અંતર કેરાં હેત, ઉમળકે, તો, છલકાય છે.
ઘૂમે છબીલાં એ! ઘૂમે રસીલાં એ!
અંતર કેરી વાત એની નવ સમજાય રે!
જોયું જોવાય નહિં, આંખના તારાની સામે:
બોલ્યું બોલાય નહિ, ઉરના આરામ સામે:
કૈંક જોઉં! કૈંક બોલું!
ઉરે, એમ થાય છે ને હસી પડાય છે!

— (સીતાજી પાછળ સંતાયલાં પ્રત્યક્ષ થાય છે)

સીતાજી : ( ઊર્મિલાને એકદમ છાતી સરસાં ચાંપતાં )

ત્યારે હસો જોઇયે! હસશો યે નહિં! ત્યારે બોલો જોઇયે! બોલશો યે નહિ? ત્યારે સ્હામું જુઓ જોઇયે! સ્હામું યે નહિ જુઓ કે?

વાહ ! જો જો રે આ વરઘેલાંના ઢંગ ! ઘેલી રે બ્હાવરી મ્હારી બ્હેન ઊર્મિલા ! આંહિ આવ મ્હારા હૈયામાં ! ચાંપુ તને, બહેન !

તને આવી થંડક વળેલી જોઇને મને બહુજ રૂડું લાગે છે.

ફરી એકવાર તો ગા ! જરી ઊંચું તો જો !

નેપથ્યમાં: "બેટા ઊર્મિલા ! સતી સીતાજીના જેવો સાદ આવે છે તો શું તેઓ તારી પાસે અહીં આવ્યાં છે કે ?"

ઊર્મિલા :– (સ્હામાં લેવા જતાં તથા વધાવતાં) જી, હા, માજી, એ હમણાં જ આવ્યાંને !

સીતાજી :– (પગે લાગતાં) પધારો, માજી ! આવી છું અહીં તો કયારની, પણ એને હમણાં જ ખબર પડી ! બાળક વહુનું કૈં કૌતક જોવા હું ઊભી ગયેલી તેથી જરાવાર લાગી.

કૌશલ્યા : એવું તે શું કૌતુક હતું ? બેટા સીતા !

(સીતાજી તેમના કાનમાં કૈંક કહે છે.)

ઊર્મિલા : (સ્વગત) આ જો જો ! માજી પણ ભેળાં પજવવા જેવું કરશે. કયાંથી સીતાજી સાંભળી ગયાં ? ઘણું યે વારું છું પણ ઉછળતું હૈયું આમ ઉભરાઈ જાય છે: તે શું કરૂં ?

> ડોલે ને દિલડાં ડગમગે, વ્હાલપનાં સ્થિર નીર હલમલે,
> પ્રિયજનના પડઘા કૈં પડે, રોજરોજ કૈં ચમક થડે !

ઓછામાં પૂરા હવે મ્હારા રમુજી પ્રાણવલ્લભ, એટલે તો થાય ત્હારી જોયા જેવી મજા ! હૈયાસૂની ઊર્મિલા ! હવે તો સૌથી સારી હસમુખી ચૂપ !

કૌશલ્યા : [સાંભળતાં, આવીને] ભલે, બેટા ? ભલે: મને તો આ બધું અંતરમાંથી બહુ જ રૂડું લાગે છે. હજી પણ મને આ કાંઇ સાચું વસતું જ નથી. આટલું છાજશે, ખરૂં ? માંડ કરીને ઠેકાણે પડયાં છીએ, મ્હારા દીનના નાથ ? તું ધારે તે ખરૂં ? બાકી, સીતા !

સુમિત્રાની નહિ કરી હોય તેટલી મારી સેવા ઊર્મિલાએ કરી છે. ઊર્મિલા તો ઉજળા મોઢાં વાળી જ છે હો !

ઊર્મિલા : માજી ! શાંતા બ્હેનની વાત સીતાજીને કહું કે ?

કૌશલ્યા : ભલે, બેન ! ઊર્મિલા ! તેની સાથે ભગવતી અરુંધતીની આજ્ઞા પણ કહી સંભળાવ. પ્રભુ ! આવા રૂડા દહાડા હવે નીરાંતે જ ભોગવાવજો !

ઊર્મિલા : (સ્વગત) હાશ : હવે નીરાંત વળી [પ્રકાશ] દેવી સીતાજી! શાંતા બ્હેને, આપણુ સઉને, યજ્ઞસમારંભ ઉપર, તેડાવ્યાં છે. ને તેની સાથે તમારા સીમંતની વધામણી પણ માગી છે. [સીતાજી શરમાઇ જાય છે.]

(જનાંતિક) કાં કેમ બોલતાં નથી ? બોલો જોઇએ ? કેમ હસતાં નથી ? હસો જોઇએ ! કેમ ઊંચું જોતાં નથી ? ઊંચુ જુઓ જોઇએ. દેવી ! આવો, બ્હેની ! હરખ્યાં : આપણે, બેય, સરખાં !

સીતાજી : (જનાંતિક) બહુ થઈ, ઊર્મિલા ! હવે રાખો. હું સમજું છું આપણી સ્થિતિ.

ઊર્મિલા : (જનાંતિક) તો, બસ : હવે કહો કે જેવી છે આપણુની ગતિ, તેવી પણુ બીજાંની થતી ! સમજ્યાં કે ? મુજ શાણાં સતી !

કૌશલ્યા :—આ તે કાંઇ ઊંડાં હેત ! શું ક્યારનાં છાની છાની વાત કરી રહ્યાં છો ? અહા ! કેવો સુંદર સંપ ! એકબીજાં તો જાણે એકમેક ગળી જશે. ઘરસંસારના આવા લ્હાવ પ્રભુ ! સઉને સદા આપજો !

ઊર્મિલા : માજી ! એ તો કંઇ નહિ : સ્હેજ ! સમજ્યાં કે દેવી સીતાજી ! પણુ સર્વે વડીલોએ મળીને એમ ઠરાવ્યું છે કે તમારે તો અહીં જ રહેવું. પણુ એકલાં નહિ રાખીયે હો ! મહારાજ તમારી સેવામાં અભાવા પૂરવા રોકાશે. ને બીજાં બધાં યે જશે ! એટલે એકલડાં રૂડાં ઘરબાર ! ને રૂડેરા રાજ્યદરબાર !

સીતાજી : અને માજી ! નાની વહુઆરૂઓનું શું ?

કૌશલ્યા : ન્હાનડિયાં તમે બધાં વરવહુ અહીં જ રહેવાનાં છો.

સીતાજી : (હડપચી ઝાલીને) સમજી કે ? ઊર્મિલા ! ત્યારે તારી સેવામાં રહેશે મ્હારા દીયરજી લક્ષ્મણજી ! કાં કેમ શરમાયાં ? પણ ઊર્મિલા ! કૈંક કહું (કાનમાં બન્ને વાતો કરે છે.)

( નેપથ્યમાં : બ્હેન કૌશલ્યાજી અહી જ છે કે બીજે અવાસે ? )

સીતાજી : કોણ, માજી કૈકૈયીબા ? હા, જી : પધારો રાજ્યમાતાજી ! તેઓ અહીં જ છે ! ( કૈકેયીબા પધારે છે )

કૈકેયી : બ્હેન કૌશલ્યાજી ! મારો અવતાર તો એળે ગયો. મહારાજ અને સીતાજી તો હમેશાં મારે અવાસે આવી જાય છે. તેમ છતાં સીતાજીને તો મ્હારૂં મ્હોં પણ બતાવી શકતી નથી. અને મહારાજની આડી પણ ઉતરી શકતી નથી. મ્હારા ભરતજી તો મને જીવતી મુએલી ગણી મ્હારૂં મ્હોં પણ જોતા નથી. ત્યારે હવે મ્હારૂં કોણ ?

[ગીત]

પેલા ભવનાં પાપ પુણ્યા, ને મંદમતિ થઈ મ્હારી !
વ્હાલાંને વિખૂટાં પાડયાં ! પતિ-પુત્રથી થઈ ન્યારી !

બાળયાં બળવું છે વસમું:
પુત્રને મનાવી દ્યોને, સહુ !

કૌશલ્યા : બ્હેન કૈકેયી બા ! શાંત થાઓ: થયું ન થયું થતું નથી ! હશે: ગમે તેમ પણ તમે તો એમનાં સાચાં માવતર અને એ તમારાં જ છોરૂ ! યુવરાજ ભરતરાજને મહારાજ પણ સમજાવશે ને મ્હારો બોલ પણ એ હવે ઉથાપશે નહિ. યજ્ઞમાં આપણે જઇશું ત્યાર સોરૂં બધું ઠીક થઇ રહેશે. ત્યારે ચાલો મ્હારી સાથે સ્વસ્થ થઇને બ્હારની વહુ બેટા ! હવે તમે નીરાંતે રહેજો.

સીતાજી અને ઊર્મિલા : જેવી માજીની આજ્ઞા.

(સર્વે જાય છે)

## પ્રથમાંક : પ્રવેશ : ૫

### સીતાસદને.

સ્થળ : સીતાસદન;
પાત્ર : ઊર્મિલા, માન્ડવી, શ્રુતકીર્તિ. સીતાજી, લક્ષ્મણ દેવમુખ, હનુમંત, રામચન્દ્રજી.

ઊર્મિલા : બ્હેન માન્ડવી અને શ્રુતકીર્તિ ! આવો, આમ, આવો. તમને હું કંઇક કહું, પણ છાનું છે હો ! કોઇને કહી દેશોમાં.

માન્ડવી ને શ્રુતકીર્તિ : ભલે દેવી ! નહિ કહીએ હો. (કાનમાં વાત કહે છે ત્યાં)

સીતાજી : ( પાછળથી આવતાં સ્વગત ) વાહરે ! ઉત્સવ મંગલભરી મ્હારી ઊર્મિલા ! ત્હારે મન તો આનંદમય જ સંસાર છે.

[ ગીત ]

મીઠડલું મહિયર મેલીને પરને પ્રિય કરવાનું:
સ્વાશ્રયને સ્વાર્પણનું જીવન જીવતાં મુખ મલકાતું:
ઉમળકે ઉમંગ ધરી,
સેવે સુન્દરી સ્નેહભરી !

એવી જ સતી સુન્દરી અને સાચી સાધ્વી તો મ્હારી ઊર્મિલા જ છે હો ! વ્રતસિદ્ધિ તો વર્તનમાં જ રહી છે.

ઓચિતી કંઇ ઊર્મિ છવાય ! ઓચિંતુ કંઇ કંઇ થઇ જાય !
ઉપકારક વ્રતનાં અણજાણ્યું, જન્મે કરવાને કલ્યાણ !

ઉપકારક ઉલ્લાસભરી મ્હારી બ્હેન !

ત્હારી પાસે તો હું કાંઇ જ નહિ. હું તો ત્હારા તપયોગના તેજમાં તરનારી ને તુંમય પણ મર્ત્યને મોહવશ માછલી જ છું. અહા ! મોટાભાઇની ને ભાભીની ખાતર, જનનીનો ને ભાર્યાનો મધુર સ્વેચ્છામય

ત્યાગ, અને સાથે લાગ્યો તેમની જ સેવા માટેનો વનવાસ ! આવાં આવાં અનેક સ્વાર્પણભર્યાં રઘુવંશના વીરજનોનાં જીવન, અનંતયુગો સુધી ઝળહળશે; તે સર્વેમાં પણ જેઠ અને જેઠાણીની સેવામાં પોતાના પ્રિયતમને આગ્રહથી સોંપનાર સતી તપસ્વિની મ્હારી બ્હેન ઊર્મિલા સદા તેજ જ પૂરવાની ! વળી એવી સતીની રંક સંબંધિની સીતાને પણ, બ્હેન ! તું જ ઉદ્ધારવાની કે ?

વત્સ લક્ષ્મણ ! જાણજે કે ઊર્મિલા તો તારા દેહમાં અવતરેલ પ્રીતિઅંશ છે : રઘુવંશની કુલદેવી છે. તેને હૈયામાં હુલાવજે : નયનોથી નચાવજે : હસાવજે, રમાડજે હો ! ગૃહિણી તો ગૃહદેવી છે : જાણે આશાની ઉજાસભરી ઉષા ! એવી જ અનેરી મ્હારી ઊર્મિલા ! (પ્રકાશ)

અહોહો ! ઊર્મિલા ! તું તો ઉજમાળી ને ઉમંગી જ રહી ! વળી છાનું તે એવું શું છે તે તો કહે !

ઊર્મિલા : પધારો, દેવી ! તે કાંઇ છાનું યે હોયસ્તો ! પણ શું તે કાંઇ કહી દેવાનું કે ?

સીતાજી : હા, હા, પણ, કહેને, હવે ! મજાકમાં ક્યાંય મુહૂર્ત હોય કે ?

ઊર્મિલા : ના, ના, પણ, હું, તો, નહિ જ કહું ! ઠીક, ત્યારે કહી દઉં કે ?—હેં ! કહી દઉં કે ? દેવી !

સીતાજી : આ જોને વળી મોંઘી થાય છે તે ! લે પણ હવે કહે તો ખરી !

ઊર્મિલા : કહી જ દઉં ! દેવી ! ના, ના, પણ હું, તો નહિં કહું. કહું કે ? ના, પણ તે એક શરતે !

સીતાજી : શરત વળી શું ? ઓહો ! આ તે કાંઇ છે ? બહુ જ રમુજી !

ઊર્મિલા : શરતે હોયસ્તો. હા, પણ શરત એ કે : તમારે અમારું આ ગીત ગાવું અને અમારે ઝીલવું. બસ : એ જ ! બીજું કાંઇ નહિ !

સીતાજી : વાહ રે ! મ્હારાં શાણાંની શરત ! ના, તે, ગાવા જેવું હોય તે ગવાય. કાંઇ પરાણે ?

ઊર્મિલા : હાજી : પરાણે પણ ગાવું પડે ! શરત પાળવી હોય તો.

ગીતનો ઢાળ પણ તમને મનગમતો જ છે. વળી : "ગાતાં ગાતાં હસવું નહિ ને આંખડીયે વિકસવું નહિ!" સમજ્યાં !

સીતાજી : હા, રે, બાઇ ! હા.

"વરવેલીના આવા ઘાટ, વહુઘેલા વર થાય જ મ્હાત !"

ઊર્મિલા :—સાંભળ્યું કે? માંડવી ! મહારાજને સતીએ આમ જ વહુ ઘેલા બનાવ્યા છે હો. જો, જો, તમે કયાંક એવાં થઇ જતાં નહિ !

"નાનડીઆંનો નોખો તોર, હરવે ચિતડાં ચોરી ચકોર !"

હા, કહેશે કે વળી કહ્યું નહિ ! સીતાજી તો સીમંતિની છે.

"એનાં તો મોંઘેરાં મૂલ ! મહારાજા એના પર ડુલ !"

સીતાજી : ઊર્મિલા ! હવે તું બહુ છકી જામાં હો ! મ્હારો યે એમ જ કહેવાનો વારો હમણાં જ આવશે. સમજી કે ! બહુ બોલી ! (હળવેથી તમાચો લગાવે છે) લે, હવે, લાવ પેલું તારૂં ગીત !

ઊર્મિલા : હા જી, મ્હારાં શાણાં સતી ! અજબ મતિની અકળ ગતિ ! જી, આ રહ્યું એ ગીત ! દેવી !

સીતાજી : (તે લખ્યને વાંચતાં) ઠીક, આતો ઘેલાં વરવહુનું ગીત છે. એમ કે? ઓહો ! ઘેલાં વરવહુનાં તો ગામ વસશે કે શું? ભલે, બ્હેન ! ભલે : તું રાજી થા એટલે હાઉં ! ચાલો, ગાઓ ત્યારે હું ગવરાવું છું. સહીયરોને પણ સાનથી જ બોલાવી લીધી કે ? ઓહો બધી તજવીજ આગળથી જ ને પાછી છાનીમાની જ કરી રાખવાની કે? પણ ઊર્મિલા ! મારી સાથે જરા તારો સાદ નો પૂરાવીશને ?

[ રાસ—ગીત ]

સહુ આવો, એકાંત : વાત કહું, ઘેલાં વરવહુની કાનમાં :
સુણી, બ્હેનાંઓ ! શાંત, શાણાં બની સમજી જાઓ, સાનમાં !

રહે એક પળે ન અળગાં:
જોઈ સ્હામું, હસી પડતાં :
હોય એવાં ઘેલડાં !

છેડે મુંગી મોરલી, અનહદ મોહન–મંત્ર !
સ્મિતમય નયનો મેળવે, તનને મનનાં તંત્ર !
બહુ રમાડે રે: વ્હાલપ એવી, બહુ રમાડે રે !
ભૂરકી નાંખી અંતર ઉંડે બેઠી રમાડે રે !
બહાદરી એવી રે ! બ્હેનાં, બનોમાં બહાદરી એવી રે !
હયાના હેતની નયની નાચે: એ તો દેવી રે !

વિરહ દુઃખડાં સહી સહી, માંડ મળે સહવાસ :
હળવાં હૈયાં ઉછળતાં, થંડક થાય અપાર !

મલકે, એની મેળે, એનાં, એ, મુખડાં :
શ્વાસ ભરાય : ઉમળકા ઉછળતાં !

આવે, આંખે, આંસુડાં : ગુંથે મોતીની માળાઃ
વણુ બોલાવ્યાં, બોલતાં, વણુ તેડયાં પણુ જાય !
એ જ ધર્મ સહચારને, એમ, પરસ્પર સ્હાય !

(લક્ષ્મણજી આવે છે.)

ઊર્મિલા : (લક્ષ્મણને આવતા જોઇને) અરે ! આ તો મ્હારા પ્રાણવલ્લભ ! હવે, ભોગ મળ્યા મ્હારા ! નક્કી સીતાજી રોળ પાડશે, માટે ચાલ, પેલી સહિયરો સાથે જ ચાલી જાઉં. મીટ પણુ મંડાતી નથી ને મલકી જવાય છે !

મનમાન્યા મનમોહન સ્હામે :
મીટ, માંડ, જો કંઈ મંડાશે :
તો વળી મુખડે મલકી જવાશે !

સીતાજી: (નિર્દોષ આનંદના રાજસી આવેશમાં) કેમ, ઊર્મિલા ! જાય છે કયાં ? વત્સ લક્ષ્મણને આવકાર આપવાનું તો રહ્યું પણુ તારે પણુ એમ કાંઇ જતું રહેવાય કે ? આમ, આવ, આમ, (લક્ષ્મણજીને) વત્સ લક્ષ્મણુ ! મહારાજની શી આજ્ઞા છે ?

લક્ષ્મણુ: (નજીક આવીને) દેવી ! નમન કરું છું. મહારાજે આપણાં પ્રવાસની આ ચિત્રપાટી મોકલી છે તે સ્વીકારિયે. પોતે હમણાં જ પધારે છે.

સીતાજી : (ચિત્રપાટી ઉમળકા ભેર સ્વીકારતાં) તે રસ્તે આવતાં અચાનક વચ્ચે, કોણે કારભાર એમ ડહોળ્યો: કે મહારાજને રોકાવું પડયું ને જરાક સારૂ આગળથી ચિત્રપાટી મોકલી દેવી પડી ?

લક્ષ્મણ:– દેવી ! માર્ગમાં ભક્તરાજ હનૂમાનજી મળ્યા. તેથી તેમની સાથે પોતે સહજ વાત કરવા લાગ્યા, પણ મને અહીં ચિત્રપાટી ધરવા આપની સેવામાં આગળથી મોકલ્યો છે.

સીતાજી:– (સ્વગત) તે શું ભક્તરાજથી અહીં સાથે ન્હોતું અવાતું કે ? આવા વિનોદને વખતે પણ ભક્તરાજની જ ભક્તિ પ્રથમ લેખામાં લેવાય ને ? ઠીક છે ત્યારે આવે એટલે વાત !

(પ્રકાશ) પણ ઊર્મિલા ! કયાં ગઇ વળી ? પાછળ કાં ઊભી છે ? ન્હાનેરાં વહુઆરૂઓ પણ ચાલ્યાં ગયાં કે ? ઠીક, પણ, આમ આવ એટલે વત્સ લક્ષ્મણ આપણને ચિત્રપાટી બતાવે. (ત્રણે જણાં ચિત્રપાટી જુવે છે, ત્યાં બીજી બાજુએ દેવમુખ ને હનૂમાનજી આવે છે.)

દેવમુખ : (જનાંતિક) ઠીક થયુ ને : ભક્તરાજ ! કે હું વેલાસર આવી પહોંચ્યો, નહિતર તમે તો આખી મણિમાળાનો ભાંગીને ભૂક્કો કરી નાંખ્યો હોત. યુવરાજ ભરતજી સાથે મહારાજ વાતો કરતાં જરા દૂર થયા એટલે ભક્તરાજ પડયા એકલા ને બની દાંતની બત્રીસીથી એકલા, મંડયા મણિકાઓના કરવા ભૂકલા : કટોકટ, કટોકટ, કટોકટ ! એટલામાં તો આ બંદા આવી પહોંચ્યા ખાઇ ઠેકડા ! કાં, એમ કે નહિ ? ભક્તરાજ !

હનૂમાનજી : હા, એમ, પણ હવે છે શું તેનું ? મારાં સીતારામ વિનાની ચીજ માત્ર મારે અણખપતી છે. મારે તો રખવાળાં સીતારામનાં !

જડ ઘટમાં પણ રામ ! અને ચેતનમાં પણ મુજ રામ !
રામ વિનાનું શરીર સૂનું ! અંતરમાં પણ રામ !

દેવમુખ :–એટલે સતી જાનકીની આપેલી માળામાં ન મળ્યા તમને રાજારામ એટલે માળાના બોલાવી દીધા રામ ! એમકે ? ભક્તરાજ ! દેવી જાણશે તો પછી તેને મણિમાળા વિશે કેટલું દુ:ખ થશે એ પણ ન વિચાર્યું કે ?

સીતાજી : (ચિત્રપાટી જોતાં ઊંચું જોઈને) કેમ દેવમુખ! શું છે મારી મણિમાળાનું?

દેવમુખ : દેવી! એ તો કંઈ નહિ, સ્હેજ જરા ફટ દઈને ફોડી નાંખી પેલી આપની મહારાજ વિનાની મણિમાળા! ભક્તરાજને મહારાજ વિનાના લાડુ પણ મોળા લાગતા હશે.

સીતાજી :–કેમ, ભક્તરાજ! એ વાત શું ખરી છે કે તમે મારી મણિમાળાની આ દશા કરી?

હનૂમાનજી :–(મણિમાળા તૂટેલી દેખાડતાં) જી, હા, સતી જાનકી! એમાં મ્હારા રામ મને ન મળ્યા ને મેં તે તોડી નાંખી.

સીતાજી : અરે! પણ, ભક્તરાજ! મારી વ્હાલામાં વ્હાલી મનગમતી ને અમૂલખ મણિમાળા, તમારી સેવાની સૌ કરતાં સરસ રીતે કદર જાણીને મેં તમને આપી તેની તમને કંઈ જ કિંમત ન વસી કે?

હનૂમાનજી : દેવી! અપરાધીને ક્ષમા આપો. (મહારાજ રામચન્દ્રજી પધારે છે)

રામચન્દ્રજી : કેમ શું છે? ભક્તરાજ! ચિત્રપાટી બતાવતા હતા કે?

હનૂમાનજી : જી, નહિ, મહારાજ! દેવીના કોપને પાત્ર થયો છું. ઉગારી લઈએ દીનદાસને: ભક્તવત્સલ!

રામચન્દ્રજી : કેમ, દેવી! શું છે? ભલા!

સીતાજી : પધારો, મહારાજ! મારી મોહનમાળા ભક્તરાજને ન ગમી તે તેણે તોડી નાંખી. એને આપ જ તો આપને પણ એ જ હોયને!

રામચન્દ્રજી : આ શી નવાઈની વાત કહેવાય? ભક્તરાજ!

હનૂમાનજી : જી, મહારાજ! મારાં સીતામય રામ વિનાનો મારો દેહ પણ મારે ન જોઈએ. જયસીતામય રામ! મારા અંતરના આરામ!

સીતાજી : (રાજસી આવેશમાં) અહો ! આટલો બધો અહંકાર ! ત્યારે હું તો કંઇ જ નહિ ને ? મારા કરતાં યે મહારાજ એને વધુ ! એમકે ? ઠીક, ત્યારે, ભક્તરાજ ! બતાવો તમારી છાતીમાંના મ્હારા આ રામ !

હનુમાનજી : જેવી આજ્ઞા: મ્હારા રામનાં અંતર્યામિની દેવી જાનકીમૈયાની !

(છાતી ચીરીને રામદર્શન કરાવતાં)

[ ગીત ]

પ્રીતલડીને પાળો રે ! અંતરને ઉજાળો રે !
હૈયાં ખોલી, ન્યાળજો હો જી !
મન—મંદિરમાં રમી રહ્યાં સાચા સીતારામ !
દીનજનોનાં દાસ એ: ઓછાં ઓછાં થાય :
ભીની નમણી આંખમાં, હેત ઊંડાં છલકાય !
વ્હાલાં એવાં હાથો રે !
હૈયાં ખોલી ન્યાળજો હો જી !
દંપતીના દષ્ટાંતથી, સેવા ધર્મ શિખાય :
પ્રેમ અને કલ્યાણની ગહન ગતિ સમઝાય !
ઘેલાં એવાં હાલો રે
હૈયાં ખોલી ન્યાળજો હો જી !

રામચન્દ્રજી : (બેભાન થયેલા હનૂમાનજીને હૈયા સાથે ચાંપતા) ભક્તરાજ ! ભક્તાધીન સેવક ચરણમાં જ છે. ઉઠો ! મારા હનૂમાનજી ! હું તમારી આજ્ઞામાં જ છું.

(હનૂમાનજીને સાંત્વન આપતાં બેઠા કરે છે)

સીતાજી : (સ્વગત) અરે ! આ શું ? તામસી મૈથિલી ! તું તો અધમ જ રહી કે ? ક્યાં સુવર્ણમૃગનો ત્હારો મુગ્ધ મોહ ? અને ક્યાં નિરાધાર રામની વ્હારે વણુતેડયે ધાવાની વગડે વસનારની દીનદયાલુતા ? ક્યાં પરગૃહવાસનો ત્હારો આત્મઘાતક સંતાપ ? ને ક્યાં રામમુદ્રિકાનાં દર્શન કરાવનાર અધીન રામદૂતનું સાંત્વન ? સીતા ! પતિત સીતા ! તારા આવા

રજોગુણને લીધે વિશુદ્ધ રઘુકુલતિલક રાઘવના લલાટમાં આટલી કસોટીને અંતે પણ તું તો આમ કલેશ–કલંક સમી જ ચ્હોંટવાની કે? હા! સીતા! ત્હારો સહવાસ સદા ઉપાધિરૂપ જ થવાનો કે? આવા પરમ પવિત્ર ભકતરાજે વરદાનમાં જ્યારે રામશરણુ જ માગ્યું ત્યારે રાઘવને પીડાની પરંપરામાં તું જ પાછી નાખવાની કે? સીતા! રામમય સીતા! જરા તો સમઝ! અગ્નિદેવે અર્પેલું ત્હારૂં આત્મતેજ ક્યાં ઉડી ગયું? ફેંકી દે રાજસી કંથા! અંતરદૃષ્ટિ ઉઘાડ ને કરી લે દેવજનોનાં દર્શન!

સીતાજી–(સ્વગત) અહા! કેવી અદ્‌ભુત ભકિત!

પીગળે પ્રિયજન મળપતાં: શરણ પરસ્પર સ્હાય!
પ્રિયમય જીવન જીરવવું: પ્રેમભક્તિ મહિમાય!

ખરેખર, આવા ભકતજનોનું ગૌરવ ભવોભવ ગવાવું જોઇયે! ભકતરાજ હનૂમાનજી! તમારી ભકિતલીલાનાં બાળકો, સનાતન સંતધર્મનું રામરાજ્ય સદૈવ રચજો ને એવા રામરાજ્યમાંથી કપિકેતનની વિજયવિભૂતિ પ્રસરજો!

(પ્રકાશ) ઊર્મિલા! અધમ સીતાની ઉન્નત બ્હેન ઊર્મિલા! પાતકી જાનકીનો ઉદ્ધાર કર. બ્હેન! મ્હારા રાઘવ પાસે મને લઇ જઇશ કે? અરે! પણ હું શું મ્હોં લઇને જાઉં? હું સમજી, બ્હેન! સમજી! ભકતરાજને મ્હારો અહંકાર નમે છે. તો મહારાજ પોતે મ્હારો અનુગ્રહ કરવા, ભકતશિરોમણિને વીનવશે ખરા કે?

હનૂમાનજી: (લળી લળીને) એમ શું બોલો છો? જગજ્જનની દેવી સીતા! એ બધી આપના દેવજીવનની અદ્‌ભુત કલા જ છે. બાકી દીન હનૂમાન તો સીતારામનો રંક કિંકર જ છે! મ્હારે પ્હેલા રામ પણ મ્હારા રામને પ્હેલાં સીતાજી છે. સીતા વિનાના રામનાં આંસુ મેં તો લૂછયાં છે. સીતામૈયા તારો વિજય છે તેથી જય સીતારામ બધે સદૈવ જાગશે!

સીતાજી: મહારાજ! ભક્તરાજની સાત્વિક ભક્તિલીલાએ, મને,

રાજસી જાજમ મટાડી, ફરીથી, આપની રંકદાસી સીતા બનાવી છે. મહારાજ ! મને, નિભાવિયેજી !

રામચન્દ્રજી : દેવી ! એમ શું દુભાય છે ? એ બધી ત્હારા ગાઢ પ્રેમની જ નિર્દોષ લીલા છે. માટે ચાલો, હવે, તે લીલાના લતા-મંડપમાં જ જઈયે.

સીતાજી : જેવી આજ્ઞા મહારાજની : ભક્તરાજ ! આ રસ્તે :

હનુમાનજી : નહિ, મૈયા ! એ સેવા તો મ્હારી જ છે. માટે પધારો સૌ આ રસ્તે !

સીતાજી : ઊર્મિલા ! જોઈ કે પ્રેમભક્તિની લીલા ! સાચું હેત તો એનું જ નામ હો !

ઊર્મિલા : હાસ્તો : દેવી :

> **એક બીજામાં પ્રાણ સમેત :**
> **સમાય તો એ સાચુ હેત !**

( સર્વે જાય છે )

## પ્રથમાંક : પ્રવેશ : ૬

### મન્થરાને ઘેર

**સ્થળ : મન્થરાનું ઘર**
પાત્ર : મંન્થરા ને તેનો ભાગી. ભૂખનરામ.

મન્થરા:– અરે ! હાથનાં કર્યાં હૈયે વાગવાનો સમો આ મન્થરાને શું આવશે ખરો કે ? હવે તો મહારાણી કૈકેયીજી પણ મ્હારાં મટી ગયાં છે ને મને એકલી કરી મૂકી છે, એટલે ભરતજી મને હેરાન કરવા માગે છે શું ? પણ ફીકર નહિ. હું જોઉં ને રોઉં તેવી નથી. શું કરું કે : ભરતજીને તો મેં બચપણમાં રમાડયા જમાડયા છે. તેથી એમનાં તો આ હાડ ચામડાં છે. તોપણ રામ ! અને સીતા ! તમે નો સંભાળજો ! તમારે સારૂ તો પહેલાંની પેઠે જ તમારા મસ્તક પર

ઝઝુમી ને તોળાઈ રહેલી રસીલી મન્થરા તૈયાર જ છે. રણવગડે પાછાં તમને રઝળાવું ત્યારે જ હું મન્થરા ખરી! દેખાને દાઝે એવી આ મન્થરા નહિ!

ચાલ ત્યારે હવે મ્હારા બેતસંકેત રચવા માંડું. આ મ્હારો ધણી ભૂખનરામ પણ આ આવ્યો. તેણે દેવમુખની દોસ્તી હમણાં ઠીક સાધી છે. છે પણ ભોળો ભટાક તેથી વાત કઢાવીશ સટાક!

(ભૂખનરામને આવતો દેખીને)

[ ગીત ]

મન્થરા :

આ આવ્યા, આ આવ્યા, આંખોના સતારા!
વાહ! કેવા ધ્રુમે પ્રાણ મ્હારા!
વાહલડી શાને ઓવરાવો ? રહોમાં, રસીલાજી! ન્યારા :
રેઢાં મૂકીને કયાં રખડો છો? ચાળા જોયા મેં તમારા!

ભૂખનરામ :

રીસાઓમાં : રઢિયાળાં મ્હારાં!
બોલો. બોલો : નખરાળાં!

મન્થરા :

વારીજાઉં : વાતલડી સાંભળો :
ઘેલી થાઉં. પ્રાણ પ્યારા!

ભૂખનરામ : વાહ : રે : મારી મોંઘી મોરલી! તારો રોફ તો તારી પાસે જ છે હો! તે વિના મને કાંઈ પાણી ભરાવની હતાશ? સીંચણીયાના તો હાથમાં વેઢા મને પડયા છે : વેઢા! હા! તો પણ મ્હારે તો તું-તુ-તુ-તુ!

મંથરા : ઠીક : એટલે હું તો તમારી કૂતરી! એમ ને! તમે પણ બટકબોલા બહુ થયા લાગો છો. હો! હા! અમે તમારાં કૂતરાં! કાંઈ નહિ આ ચાલ્યાં! તમારે અમારૂં શું કામ હોય? (રોતી દેખાતી જવા માંડે છે.)

ભૂખનરામ : (પકડી લઇને) અરે! મારી માંકડી! અરે! મ્હારી બાંકડી!

વોય! તાંરી વાંકડી કેડનો રોફ તો જાણે રાજાની ગધેડી! લે હું ભૂલ્યો :

મન્થરા : (સ્વગત) હવે વાત કઢાવી લઉં (પ્રકાશ) ના, રે ! તમે તો મ્હારે સાવ ભોળાભટાક છો, પણ આખો દહાડો ઓલ્યા દેવમુખડાની સાથેના સાથે ભટકયા કરો છો, તે શાનાં અમને સંભારો પણ?

ભૂખનરામ : પણ તો કે ગાંડી ! શું તો કે બાંડી ! શું તો કે મારી આંડ મોંઘી માંડી ! આ એને જઉં છાંડી તો આપણી બેયની રખડે હાંડી.

મન્થરા : એટલે ?

ભૂખનરામ : આ એટલે એમ કે–શું–આ એટલે એમ કે–શું, જેટલે ઘઉં ઘી ને ગોળ તેટલા મોદક ગોળ મટોળ ! આટો ને આવરદા તો પાધરા ને પાવરધા ! જાણે દેવમુખ છે મહારાજા ને મહારાણીનો માનીતો ને વળી હમણાં નીમાયો છે તારો મારો બાતમીદાર ! છૂ ! શું ? કાંઈ નહિં ! ખાનગી છે : સમજી કે મારી શાણી બગલી ! છૂપો છે જાસૂસ ! ભાંગ પાય ખૂબ ને ઉડાવું ચકાચક ! જય સરયૂમૈયા !

મન્થરા : એમ કે ? ત્યારે તો ઠીક કરો છો હો !

ભૂખનરામ : બેશ; બેશ : ડાહિલી ! સમજવું નહિં કાંઇ ને ખાલી બકબક–ટકટક–ભકભક : નકટીક ! એ શું વળી ?

શું વળી ? શું વળી ? હાઉક—છૂપ (નાસી જાય છે)

મન્થરા : જો જો રે ' આ ગંજેડી ભંગેડી ભાયડા ! પણ, ઠીક થયું ! દેવમુખ શહેરની બાતમી લેવાને નીમાયો છે. તેથી બરાબરનો બીજો પેચ રચું ને ચોમેર બીજી અફવા ઉરાડું :

ઝેરી નાગણ, હું, ખારીલી,
હારી જાઉં, ન, હામ :
રખડાવ્યાં ને વળી રઝળશે
એ સીતા ને રામ !

[ જાય છે ]

## પ્રથમાંક, પ્રવેશ ૭.

### ઊર્મિલા ભુવને-

સ્થળ : ઊર્મિલા ભુવન.

પાત્ર : ઊર્મિલા ને લક્ષ્મણ.

ઊર્મિલા : (આનંદે ગાતી ને ડોલતી)

[ગીત]

એ એ આજે તો કંઈ મજા મચાઉં :
પ્રીતમ મુજ આવે ત્યારે રીસાઇ જાઉં :
જોઉં ન સ્હામે : ન મલકાઉં :
અડકે તો, તરછોડી ખીજાઉં :
બોલું, ન : મોડી મનાઉં !

લક્ષ્મણજી : (છૂપાઇ રહેલ તે પ્રકટ થઇને) બસઃ એટલી જ મજાને! કેમ, સતી! કેમ મુગ્ધ થઈ ગયાં? મજા મચાવોને! મૂક થઇ ગયાં કે? રીસાયાં કે શું? જોઉં મ્હોં! લ્યો, આ તો ઉલટાં હસી પડયાં! વાહ, રે, ઘેલી રે ઘેલી મ્હારી ઊર્મિલા! આમ હોય કયાંઇ? લે, હવે, બોલ-બોલ, મ્હારા સમ છે તને!

ઊર્મિલા : શું બોલું? બોલવા દ્યો ત્યારે ને? ત્યાં બોલતાં બાંધે દેવી સીતાજીને અહીં બોલતાં બાંધે-

લક્ષ્મણજી : ત્હારો લક્ષ્મણ કે? હશે, એ તો એવો ને એવો જ રહ્યો! પણ સાટે તમે કયાં છોડયાં છૂટો તેવાં છો?

ઊર્મિલા : હા જી, મ્હારા ગુણિયલ કાંત !

તમ બાંધ્યાં બંધાયાં અમે : શાને છોડયાં છૂટવું ગમે ?
અમ છોડયા છૂટયાજી આપ ! ને બંધાયા આપોઆપ !

કેમ કોણ છૂટયું ને કોણ બંધાયું ! બોલોજી, બોલો ! મ્હારા ચતુર સુજાણ ! એકબીજાં બંધાયાં: પ્રાણ !

લક્ષ્મણજી : અરે ! વાહરે મ્હારી પંડિત પ્રિયતમા ! વ્હાલી ! તું તે જાણે કવિ !

ઊર્મિલા : ત્યારે તમે અમારા રસિક રવિ !

પણ : જ્યાં નહિ પહોંચી શકે રવિ–
કરે રાજ્ય ત્યાં રસિક કવિ !
તો એ વાત જતી કરવી :
સમજ્યા, મારા રસ--રાજવી !

લક્ષ્મણજી : અહોહો ! સતી ! તેં તો આજ આનંદની લી વાળી હો !

ઊર્મિલા : એમ કે ? પ્રાણપ્રિય ! હોયસ્તો !

નણદીના વીરાની પાસે ગયાં ત્યાં, સાસુને જાયે તો હૈયે સમાવ્યાં ! ને તમે એજ કે ? પ્રિયતમ ! પ્રેમપાશનું બંધન તો બન્નેને સરખું જ હો !

લક્ષ્મણજી : સરખું જ : સતી ! સરખુ ! એમાંયે ત્હારે જ જીતવું, કાં, કે ?

[ ગીત ]

ઊર્મિલા: પ્રાણપ્રિય સુલક્ષણા મહારાજ !
દાસીને નિભાવજો, ધરી પ્યાસ :
લક્ષ્મણજી : નહિ, સતી ! ત્હારો હું તો દાસ :
ઊર્મિલા : કામણગારા કંથની, એ, વરવેલીનાં સુખ,
આંખલડીના ચણીઆરામાં નાચી નચવે ખૂબ ! !
લક્ષ્મણજી : સતી : ગુણવતી, પ્રીતિભરેલી, અલબેલી અણમોલ !
મનહર મોહનમાળા મુજ પ્રિય ! બોલ, બોલ, ફરી બોલ !

લક્ષ્મણજી : પણ સતી ! દેવી સીતાજી તને બોલતાં શું બાંધતા હતાં ? તે તો કહે !

ઊર્મિલા : હા, એ તો એ કે : એક તમારુ પેલું ગીત હું ગાતી હતી ત્યાં અચાનક તે આવીને સાંભળી ગયાં ને પછી તો શું રોળ પાડયા કે કાંઇ કહેવાની વાત જ નહિ ! પછી મેં વાત ઉલટાવી ને સીતાજીની જ વાત કાઢીને તેમને હસાવ્યાં. અહા ! પ્રિયતમ ! દેવી સીતાજીને પુત્ર અવતરશે એ કેવું રૂડું લાગશે ? નહિ, ભલા !

લક્ષ્મણજી : એથી વિશેષ આનન્દ આપનારૂં બીજું શું હોય ? ખરેખર, હા, મ્હારી પ્રાણસમી ગુણવતી ! કારમી કસોટીને અંતે–

આવાંજ સુખ મળે છે. ત્હેં કાલે ફક્ત જોઈ તો ચિત્રપાટીને તેમાં તું એટલું બધું રોઇ પડી ! ત્યારે એનાંએ પવિત્ર પૂજ્ય સીતા-રામના આવાં દારૂણ દુઃખ પ્રત્યક્ષ જોઇને મને શું નહિ થયું હોય ? કહે જોઇયે ! મ્હારી મનગમી ! આપણે તો એ વત્સલ વડીલોની છાંય નીચે જ હતાં ને તેથી જ તેમની અલ્પ સેવાના બદલામાં આવું મોટું મીઠું ને મોંઘું ફળ મળ્યું અને આવો વિનોદ ભોગવિયે છિયે. પ્રભુએ આવા દહાડા આણ્યા તેનો આનંદ આપણા સહુ કરતાં મહારાજને અને દેવીને કેટલો બધો થતો હશે ? નહિ વારૂ !

ઊર્મિલા : ખરૂં છે : પ્રાણપ્રિય ! એવા દોહ્યલા દહાડા તો દુશ્મનને સ્વપ્નામાં પણ આવશોમાં ! દેવી, કાલે, "ઘેલાં વરવહૂનું ગીત" ગવરાવતાં ગવરાવતાં હરખમાં ને હરખમાં રોઇ પડતાં હતાં ને માંડ-માંડ પોતે ગવરાવી રહ્યાં હતાં. મને પણ એવે ટાણે એવું તો લાગી ગયું હતું કે હાંઉ !

લક્ષ્મણજી : હશે. મારી મનોરમા ! એ વાત હવે સંભારવી જ નહિ. એ બધું તો ઠીક પણ દેવીના પુત્રનું નામ કોણ પાડશે ?

ઊર્મિલા : નામ કે ? નામ તો પાડી મોકલશે રૂડાં આપનાં શાંતા બ્હેન ! નહિતર આપણે પાડીને પૂછાવીશું. શાંતા બ્હેનની

વતી સીમંતવિધિ બધી મારે કરવી એમ વડીલોની આજ્ઞા પણ આવી ગઇ છે. પણ તે સૌ વાત મારા સામંતરાજથી ક્યાં અજાણી છે જે ?

લક્ષ્મણજી : ત્યારે તો હવે ઉપાડયાં પણ ઉપડશોયે શાનાં ? હોયસ્તો ! ઠીક, ત્યારે, પાડો નામ !

ઊર્મિલા : હા, જી, મારા હળવાફૂલ ! રાઘવકુમારને તો હું "બાલવસંત," કહીને બોલાવીશ. વળી તેને માટે તો મેં એક હાલરડું–

લક્ષ્મણજી : હેં ! હાલરડું પણ જોડયું છે કે ? અરે વાહરે મારી હોંસીલી ! લે, ગા, ગા, ત્યારે હવે એ પણ. એમાં શરમાવાનું ક્યાં આવ્યું ? વશીકરણી વિદ્યા તો ત્હારી જ હો ! પ્રાણ સખી !

ઊર્મિલા : હા, તમારે કાં નહિ !

વણ શરમે ગાતાં વર પાસ,
ઉર ઉભરાતાં કંઈ કંઈ થાય !

ત્યારે ગાઉં કે : પણ તમને ગમશે ખરૂં ? જો જો હોં !

[ ગીત ]

ઝુલો, ઝુલો, ળ્હાલા બાલ મ્હારા !
લોચનિયાના તારા ! હિંચો ને, ઉમંગમાં !

લાલ ! મ્હાલો મળને મંદિરિયે :
બાલ ! હાલો અંબારે ઉજાળિયે :
ઉછાળિયે રમાડિયે ઉમંગમાં !

ઓળોળો ઓળોળો હાં ! ઓળોળો ઓળોળો હાં !

પ્રભુમય ઉર તુજ બાંધ્યા પારણિયાં :
બ્રહ્મલોકનાં તુજ નયને બારણિયાં :
ઉજાસભર્યાં મુખડાંનાં લઉએ ઓવારણાં!

લક્ષ્મણજી : અરે ! વાહ રે મ્હારી જીવન–આશા ! આ તો પાછું પોતાને પ્રસંગે પણ કામ આવવાનું સ્તો ! ક્યાં વાર છે હવે ! કાં, નહિ?

ઊર્મિલા : બસ–બસ–બસ ! બહુ થઈ રે બહુ થઈ ! હવે આવો,

પ્રિયતમ ! મારા ખોળામાં જરા આરામ આપું એટલે પજવતી રહે આપની આ બહુ બોલકી ઊર્મિલા !

લક્ષ્મણજી : એમકે ! ભલે ત્યારે ! જેવી આજ્ઞા મ્હારી મનોહરીની.

ઊર્મિલા : ( લળતી લ્હેકાતી )

[ ગીત ]

ધીમી ધપતી છાની છૂપતી નીંદરડી લગીર !
પોઢે મ્હારા પ્રીતમ પ્રાણ, આવને લગીર !
સકળ સૃષ્ટિ સુષ ગઈ ! સુવે નણદલ વીર !
સ્વપ્ન શાંતિનાં સુધીર લાવજે લગીર !

( દાસી આવીને ઊર્મિલા ભવન બંધ કરે છે. )

## પ્રથમાંક : પ્રવેશ ૮

### ધોબીને ઘેર.

સ્થળ : ધોબીનું ઘર.

પાત્ર : મન્થરા ને ધોબી.

મન્થરા : (ધોબીના ઘર આગળ આવીને સ્વગત) હવે બરાબરનો તાલ જમાવું.

ક્યારે સીતા અહીંથી ટળે ? ક્યારે રામ વને નીકળે ?
ક્યારે એના ચૂસી પ્રાણ, કરૂં હાથ મુજ લોહીલોહાણ !

અંતે કાંઇ જ નહિ ચાલે તો ક્યાં ગઈ છે આ મ્હારી કટાર ?

( માથાના અંબોડામાંથી કટાર કાઢી ઝુલાવે છે )

કમઅક્કલ એ મૂર્ખ જ રામ ! કેમ કરે બૈરી હેરાન !
મદમાતી સીતા છે સતી, છાક ઉતારી કાઢું વેરાન !

ખબરદાર ! મન્થરા ! સીતાના રાવણગૃહવાસની વાત ઘરોઘર ચાલી રહી છે ને લોકો શમશમી રહ્યાં છે તો આજ તો ચાલ મેળામાં જ જાઉં. ત્યાર પ્હેલાં, પેલા વ્હેમીલા ધોબીને ભમાવું ને મેળે મોકલી જંગ જમાવું. કંઇ કંઇ કારસ્તાનો કરું એ વરવહુ વચ્ચે રતો !

(પ્રકાશ) ભાગીબાઇ એ ભાગીબાઇ ! ભાગીબાઇ ઘરમાં છે કે ?

ધોબી : (બાર ઉઘાડીને) કોણ છે ભાગીબાઇનું સગું ? ઓહો ! મન્થરાબાઇ ! પધારો, પધારો, અંદર: આજ તો તમારા મોટા પગ અમારે આંગણે કયાંથી ? શો હુકમ છે ?

મન્થરા : હા, કંઇ કામેસ્તો ! કેમ ભાગીબાઇ કયાંય બહાર ગયાં છે કે શું ?

ધોબી : મન્થરાબાઇ ! શું કહું મારા કરમની કથા ? કાંઇ કીધાની વાત નથી. ઘર ફીટે ઘર જાય એવી વાત છે. તમારાથી કયાં કંઇ અજાણ્યું છે ? કહો. જોઇએ !

મન્થરા : હા, ભાઇ ! શું કરિયે આપણી દુનિયા જ એવી ! આજ પણ ધોબણ મારી પાસે આવી સુંડલો આંસુ પાડી ગઇ હતી. એ વખતે પણ મેં તેને કંઇક છાની રાખીને ઘેર મોકલી હતી. તો પણ પાછી તમને બન્નેને આજ પણ સમઝાવવા આવી છું. શું કરૂં ? લાગણી થાય ત્યારે કાંઈ જૂનો નાતો જાળવ્યા વિના મ્હારે શું ચાલે ? પણ ભાગીબાઇ તો દેખાતાં નથી. મેં મોકલ્યાં તો અહીં જ છે ?

ધોબી : શું દેખાય, એનું કપાળ ? મન્થરાબાઇ ! તમે માયાળુ છો તેથી અમારી ખબર લ્યો છો. પણ ભુંડી રાંડ ભગલીને શું ગણુ પણુ વસવો છે ? પીયર જવાનો બ્હાનો કાઢી આમ ને આમ કોણ જાણે કયાં ગઇ છે ગઇ કાલ સતની ? કોણ જાણે કયાં ભટકે છે ? બસ : હવે તો હું નહિ જ સાંખું !

મન્થરા : અરે એમ તે હોય ? જોજે હો હાથછુટી બલા કયાંક ન થઈ જાય ! આપણા મહારાજાજીએ રાવણના ઘરમાંથી લાવીને મહારાણીજી સીતાજીને પટરાણી કરીને પાછાં કેમ રાખ્યાં ? તો આપણે તો રાજારામની વસતી. જો વળી પોથીમાં પણ આવે છે કે રાજા તેવી પ્રજા. સમજ્યો કે ?

ધોબી : ના, ના, ના, ને ના ! બસ લાખ વાતે પણ ના ને

ના જ ! હવે તો આવે ત્યારે વાત છે એની ! મ્હારે તો એ લાખ વાતે પણ હવે ઘરમાં ન ખપે.

મન્થરા : એમ ન થાય, ન. માળા ગાંડા ! જો કે મુલક બધામાં તો એ જ ધોળ ગવાય છે તો પણ મહારાજને કાને તારા નામથી એ વાત જાય તો બહુ જ ખોટું થાય. જો, વળી એમ ક્યાંક બોલી યે બેસતો નહિ. જોજે હો ! રાણીજીની સાડીઓ લઇને પરબાર્યાં કાં તો ભાગીબાઇ, કહેતાં હતાં તે જ મંદિર પાસેના તળાવે જ ગયાં હશે ને ત્યાં મેળામાં માણશે. ઠીક ત્યારે હું જાઉં છું. (સ્વગત) ધોબણને મેળે તો મેં જ મોકલી છેરતો. હવે તાલ ખૂબ જામશે. સાબાશ છેઃ મન્થરા ! (જાય છે)

ધોબી : પધારજો, મન્થરા બાઇ ! (સ્વગત) કાંતો મારી ભગલી ભાગેડુ એ બ્હાને મેળે ભટકવા જ ગઇ હશે, આજ તો ! સંભારીને ઠીક ખબર દીધા. માટે ત્યાં તળાવે જઇને એક વાર તો એને ખૂબ લમધારું.

લુચ્ચી બાયડીની જાત,
ન માને વિના લાત,
એવી એ છે કમજાત.

[ ગીત ]

ખરે એ અભાગીઓ અવતાર :
મળે જ્યાં કુભારજા ઘરનાર !

ઝઘડાડતી ફુવડ ભૂખડી ને ભૂંડી જૂતડી નાર !
જીવતી ડાકણ પેધી જાય ને જીવતર કરે ખુવાર !
બળ્યો એનો એવો અવતાર !

ઘરની, કહો : ભાઇ ! ક્યાં જઇ કરિયે, કેવી રીતે ફરિયાદ ?
ધોબીના કુતરાને કરમે, વાટ નહિ કે ઘાટ !
સહન કરવો એ મુંગો માર !

(જાય છે.)

## પ્રથમાંક પ્રવેશ ૯.

### મેળામાં—

સ્થળ : મન્દિર પાસેના તળાવ પરનો મેળો.
પાત્ર : ધોબણ, દેવમુખ, ધોબી ને મેળાની ભીડ.

ધોબણ : (ગાતી, હાંકતી ને હિંચોળતી–ઘૂમતી)

[ ગીત ]

ચીપચ્યાં ચાલ્યાં રામ ધોબનીયાં મલપતાં રે
એજી થૂ થૂ થૂ સમજે રાણું છબછબ છેયાં :
આંઉં આંઉં આંઉં : ડૂચ ડૂચ ડૂચ ડૂક ડૂક ડૂક
ઓળોળોળોળોળો, હાંકતાં રે ! —ચીપચ્યાં

આગે આગે ગધીયાં : અરૂ ખાહીસે લહબહીયાં :
એજી એને સીર : ધીકેલેકી ગગરિયાંરે —ચીપચ્યાં

ધોબણ ધૂવે, અરૂ હલક લગાવે રામ :
એજી : એ તો ધુવે રામ કરસનજીના વાઘારે : —ચીપચ્યાં

કહત કબીરા સુનો ભાઈ સાધુરામ :
એજી : એ તો હરખે હરિને ફુલાવતાં રે : —ચીપચ્યાં

અહો ! મેળો તો ભરાવા માંડયોને શું ? ચાલ, જલદી, મારુ કામ આટોપી લઉં. (બાજુએ જાય છે)

ધોબી : (આવીને સ્વગત) વોય રાંડ ! આંહી, મેળામાં, તો, મોજ માણવા, એ, આવી જણાય છે ને શું ? (આવજા કરે છે)

દેવમુખ : (બાજુએ ગુંજતો આવજા કરે છે)

[ ગીત ]

જોઉં, સાંભળું, જાણુંયે હું જીવડો થઈ રમતારામ !
સચરાચરમાં, વિરામ વણ, ઉર રમી રહ્યો, અભિરામ,
રામ વીણુ, નહિં, ક્યાંય, આરામ :
રામ, તો વિશ્વ તણા વિશ્રામ !

ધોબણ : (બાજુએ સ્વગત) અરે ! ભગવાન ! ભાયડાઓનો, લે, ક્યાંય ભરોંસો હોય ? કોણ જાણે કયા ચોઘડીયામાં બાયડી ઘડાણી છે : તે એને બીચારીને, તો, જંબારાનું માથે માર્યું જ રહેવાનું ! આ જોગમાયા જેવાં મહારાણીજી જાનકીજીનું બૂરૂં બોલતાં લોક અચકાતાં નથી ને જ્યાં ને ત્યાં હમણાંની તો લોકો એની એ જ લંકાની વાતો કરે છે. તો અમે તો લોકટાં ! અમારા ભવાડા તો રોજના હોય જ હોય. મ્હારો વાંક તો એટલો જ કે હું રમતીયાળ ને નખરાળી છું. અને તેથી મ્હારો વ્હેમીલો ઘરવાળો રોજ મારો કૂટો કાઢે છે.

વ્હેમીલા વરની વહુના છે ભોગ : ચાબકા ખાય !
ઉજળા અક્રમીનાં મ્હેણાં, સુણી સાવ સોસાય !

પણ શું કરિયે ? રોજનું થયું તે કાંઈ ગનારિયે નહિ. ને ખાસ્સાં એને ક્યારેક ઓળીપીએ તો, ક્યારેક વળી મનાવી પટાવીને ચમન ઉડાવિયે.

ધોબી : ( જનાંતિક )–ઉડાવિયે લાકડીઉં ! વોય ! રાંડ પાગલ !

ધોબણ : ( તોરમાં નાચતી )

[ ગીત ]

અરે : વાહ ! અરે : વાહ !
છું, રૂમ ઝુમ રણુકે, ઘુઘરી ધમકે, ઝાંઝર ઝમકતી : વાહ !
આ નખરે નચાવતી : વાહ !
હું રમતીલી ને મમતીલી મનગમતી છું : યેહ !
માનીતી મહારાણીની ધોબણ ધમધમતી : યેહ !
આ નખરે નચાવતી : વાહ !

ધોબી : ( ધસી આવીને ) આ નખરાળી ! ત્યારે તું તો લેતીજા

(લાકડી મારતાં) રાંડ ભગલી ! આ હું રાજારામ નહિ કે જાનકીની પેઠે પાછી તને ઘરમાં ઘાલું. લે, તું, તો, લે ! (ભવાડાની ભવાઇ)

દેવમુખ : (જનાંતિક) અરે ! આ શું સાંભળ્યું મેં ? આવાં લોકડીયાં પણ છેક આમ બડબડવા લાગ્યાં છે કે શું ?

—ત્યારે વાત મૂળ, કયારથી ને કેટલે સુધી' વધી ગઇ હશે ? થડથી તો સમજ ફેર શું નહિ થયેલ હોય ? ચાલ, વધુ બાતમી તો મેળવી લઉં, પ્રભુ ! તું ધારે તે ખરૂં !

(છૂપીને જોતો જાય છે.)

ધોબણ : (ધોબીને ધમકાવતાં) ખબરદાર જો હાથ ઉગામ્યો છે તો ! આ એમ કાંઇ રોજ રોજ માર ખાવાનાં અમે નથી તો ! આ પડયાં તમારા લુગડાં ને લબાચા : ને હું તો આ ચાલી મારે પીયર ! (જતી રહે છે.)

ધોબી : રાંડ લખણની તો પૂરી લાડકી છે ને ભૂખબરો તો આખા ગામને વીંટી વળે એટલો બધો રાખે છે. લુચ્ચી છે લુચ્ચી ! એમ તો કાંઇ ભાગી જાય તેવી નથી. એ તો આવશે પાછી ઘેરની ઘેર ! ચાલ, રામ ! ત્યારે આ બધાં કપડાં ભેગાં કરીને ઝટ ઘર ભેગો થઈ જાઉં. (જાય છે ને મેળો વીખાય છે)

## પ્રથમાંક : પ્રવેશ ૧૦.

### અયોધ્યાના રસ્તામાં.

સ્થળ : રસ્તો.
પાત્ર : મન્થરા ને મૂળ.

મન્થરા : (સ્વગત) સળગાવેલી સુરંગ ફૂટી તો ખરી ! સતડી સીતા ખૂબ લોકબત્રીસીએ ચ્હડી ગઇ છે. કાં તો નમાલો રામ વસતીનું મન મનાવવાને એ પાણી વચ્ચે બેઠેલી સીતાને બરોબર વખતે

જ કાઢી મૂકશે. લંકાનો વ્હેમ સળગાવવા પેલી ખાસ મેં ચીતરાવેલી છબી પણ તેમની નજરે પડે તેમ મૂકી તો આવી છું ને બીજીયે કંઇ કંઇ બાજી મેં ગોઠવી દીધી છે.

કાં તો મેળામાં જોણું ને વગોણું બેય થઇ ચૂક્યાં હશે. વળી પેલો દેવમુખડો પણ ત્યાં ગયો હશે. તો પણ શું થયું તે ચાલ જાણી તો લઉં. (મૂળુ છોકરો રમકડાં લઇને આવે છે તેને જોઇને) આ આવ્યો મૂળુ ! અલ્યા મૂળુ ! ક્યાં હતો ?

મૂળુ ; આ જુઓને: માસીબા ! હું તો મેળે ગયો હતો મેળે !

મન્થરા : અલ્યા ! તારી મા તો પઇએ પરખાવે તેવી નથી ને તું તો આજ જાણે છેલબટાઉ.

મૂળુ : હાસ્તો ! (સ્વગત) મન્થરા માસીબા, જો માને વાત કરશે તો ભોગ મળશે મારા. ચાલ, માટે એક ગપ વણી કાઢું ને મન્થરા માસીનું માન ઉતારું ત્યારે જ હું ખરો મૂળુ માંકડો. (પ્રકાશ) માસીબા ! માએ તો જાણે માંડમાંડ એક પૈસો તો આજ આપ્યો હતો.

મન્થરા : એનાં આટલાં બધાં રમકડાં !

મૂળુ : અરે ! એક પૈસો તો વીયાણો: મને પેલી કળા આવડે છે તો ! કળા વિનાનો માણસ બલા ! જોજો હો ! એક બતાવું : બે ફેંકી દઉં: ત્રણ સાથે બોલાવું : ઇન્દ્રજાળની અજબ કરામત પલ બે પલ બતલાવું ! જો, જો, આ કર ચંચલ ! છૂ બે છૂ પટ અંતર એક, સો, હજાર, લાખ, કરોડ : અબજ !

કેમ, માસીબા ! જોઇ કે ગમ્મત ! જેવાં માસી મન્થરા ! તેવા મૂળુ બંકડા !

મન્થરા : ઓહો ! બડો ચાલાક ! પણ બધાયે પૈસા પાછા એમ જ ઉડાવી દીધા કે ? કંજુસ માના બેટા ઉડાઉ ! થોડાક તો તારી માને આપવા હતા !

મૃણુ : નહિ રે ! એના તો નાસ્તા ઉડાવ્યા નાસ્તા દોસ્તોમાં : જાણો છો ને.

મખ્ખીચૂસ માબાપ કમાવે રોજ કડાખા ભૂખે :
એવાંનાં તો છટેલ છોરૂ આમ ઉડાવે રંગે !

મન્થરા : અરે ! પણ તું તો અજબ પક્કો ! પણ મેળાની નવાજૂની તો કાંઇક કહે !

મૃણુ : (સ્વગત) હં-હં-મન્થરામાસી અમસ્તાં કાંઇ પૂછે એવાં નથી. કાંઇક છે ખરૂં. તો આપણે એવાં કામકાજમાં કમાણી છે. માટે હમ્બ ચલાવ રમત (પ્રકાશ) નવાજૂનીને ! ઓહો ! ઘણી છે : ઘણી !

મંથરા : (સ્વગત) છૈયો છે પક્કો ! માટે લાવ જરા તાળવે ગોળ ચોટાડું. (પ્રકાશ) અલ્યા ! એવી તે શી નવાજૂની હતી વળી ? મોણ શું ઘાલે છે ઠાલું ? કહે તો ખરો ! લે સાટે એક પૈસા હું આપું તે તારી માને તું આપજે એટલે નહિ વઢે.

મૃણુ : (પૈસા લઇને) હં-હં-હવે સમજ્યાં એ તો ધૂળ, ને પાલીરાખ. જાણે થયું એમ કે : પેલી ભાગી ધોબણને તેના ધણીએ ખૂબ મારી ને ભવાઇ તો એવી મચી કે બસ ! પણ વચ્ચે રાજારામનો દાખલો તેણે દીધો એટલે મેજો ગુપચુપ વીંખાઇ ગયો. બસ: હવે બીજી વાતના બમણા પૈસા. કેમ સાંભળવી છે ? નહિ તો રામરામ !

મન્થરા : (સ્વગત) વાત તો જેવી જોઇએ તેવી જ ઠીક ઉતરી છે. ચાલ, ત્યારે તે વાતને વધારીને વડ જેવડી કરવાનું મારૂં જ કામ છે. (પ્રકાશ) ઠીક : ચાલ, મૃણુ, ત્યારે હવે ઘર તરફ જઇએ.

મૃણુ : ભલે ત્યારે ચાલો. (બન્ને જાય છે)

# પ્રથમાંક : પ્રવેશ : ૧૧.

**સીતાસદન.**

પાત્રો : સીતાજી : રામચંદ્રજી : દેવમુખ ને લક્ષ્મણજી.
સ્થળ : સીતાસદન.

સીતાજી : [ હિંડોળે ઝૂલતાં સ્વગત ] અહો ! પણ ઊર્મિલા તે કાંઇ ઊર્મિલા ! મ્હારી ગાંડી ઘેલી ઊર્મિલા ! ત્હારાં સુખ સૌભાગ્ય અખંડ રહેજો. જ્યારે જોઇએ ત્યારે તેનું મ્હોં તો હસતું ને હસતું જ.

**બાળક સાથે બાળક જેવી : મ્હોટાં સાથે મ્હોટી !**
**અંતરમાં વ્હાલાં જે ગણતી તે અંતરમાં મ્હોટી !**

મ્હારી ઊર્મિલા પણ એવી જ : હો ! ગઇકાલ રાતે મારૂં તો ગુમાન જ ઉતરી ગયું !— અહા ! મ્હારા રામની પ્રીતિ મ્હારા ઉપર પણ એવી જ છે. કાલે મેં ઊર્મિલાના અવાસ પાછળ–છૂપીને– અરે ! પણ મહારાજ આવી જશે તો ! મ્હારા રામ ! મ્હારા રામ ! ખરેખર મ્હારા રામે વિકટ–વનવાસમાં પણ પોતાની ગુણહીન રંક સીતાની સંભાળ એવા જ ઊંડા હેતથી લીધેલી હતી. મ્હારા રામની સેવા વત્સ લક્ષ્મણજીએ જેવી કરી છે તેવી તો મેં લેશ પણ નથી કરી. તેમ છતાં વત્સ લક્ષ્મણજીને જેવું સુખ આપ્યું છે તેવું જ મને આપીને મ્હારો પણ પરમ અનુગ્રહ કર્યો છે. અહા ! મ્હારા રામ !

**[ગઝલ]**

**સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !**

(ક્યારના છૂપાયલા રામચંદ્રજી પાછળથી આંખ મીંચે છે.)

સીતાજી:– હાશ : એજ મ્હારા રામ : મ્હારા અંતરના આરામ !

રામચંદ્રજી : ઊર્મિલા આવી, વત્સ લક્ષ્મણ આવો, ત્હારો રામ આવો, ત્યારે તમે કેવાં ?

જે બીજાંના ગુણગાય, તો પોતાના ગુણ પરખાય.
એવી સીતા મુજ વિરામ : એનો કાલોઘેલો રામ !

સીતાજી : મહારાજ ! હવે તો હદ વળી હો ! તમારાથી તો હું હારૂં, પણ હવે તો ઊર્મિલા પણ મને બોલતા બાંધે છે તો પણ હવે મળે ત્યારે વાત છે એની !

રામચંદ્રજી : કેમ, દેવી ! એવી શી વાત છે વળી ? કાંઇ ખાનગી તો નથી ને ? એક તો મોંઘેરાં બ્હેન ને બીજાં માનીતાં દેરાણી ! એટલે હોયસ્તો ! વળી છૂપીને કાલે રાતે શું જોતાં હતાં તે તો કહો.

સીતાજી : તે મહારાજે એ વાત કયાંથી જાણી ?

રામચંદ્રજી : સાંભળી મેં જે બોલ્યાં જેઠાણી !

સીતાજી : તે પ્રિયતમ કાં તો છૂપીને કયારના જોતા ને સાંભળતા હશે.

રામચંદ્રજી : તે કેમ ન ઊભું ? હજી તો મ્હારે ઘણુંએ જાણવાનું છે.

સીતાજી : તો મહારાજને હું જ બધું વગર પૂછયે કહી જાઉં તો કેમ ? જાણે ગઇ કાલ રાતે ઊર્મિલાના અવાસ પાસેથી આવતાં, વડીલ ધર્મ ભૂલી ન સાંભળવાનું કંઇ મ્હારાથી સંભળાઇ ગયું. તેમાં ઊર્મિલા કાંઇક હાલરડું ગાતી હતી ને–

રામચંદ્રજી : હાલરડું ! હેં હાલરડું ! દેવી ! તેમાં તમને આટલા બધા શરમના શેરડા શાના પડે છે ? ભલા ! હાં, પછી ચલાવોજી જોઇએ !

સીતાજી : પછી તો તે સાંભળીને હું અહીં આવતી રહી અને આજ એ સાંભરતાં મને એવાં સ્વજનનું સાચું હેત હૈયામાં વસી ગયું ને હાઉં : વાત થઇ રહી !

રામચંદ્રજી : ના, દેવી ! એ હાલરડાંની વાત ગળી જાઓમાં. પહેલાં તો ગાઓ એ હાલરડું અને પછી ગાઓ સજનના સાચા હેત

વાળું તમારૂં ગીત તમે ગાતાં હતાં તે. સમજ્યાં કે મ્હારાં લાડકડાં સીમંતિની !

સીતાજી : પણ મહારાજ ! હું શું સંભળાવું? મને તો કાંઇયે સાંભરતું જ નથી.

રામચંદ્રજી : ના, એમ નહિ ચાલે થોડુંક જ. ભલે એ જ બોલ. પણ તમે જ એ ગાઇ બતાવો એટલે બસ :

(શરમના શેરડાવાળા મલકતા મુખથી) કાંઇક એમ

ગવાતું હતું કે : ઝૂલો, ઝૂલો, વ્હાલા બાલ, મ્હારા !

લોચનિયાના તારા ! ઝૂલો ને, ઉમંગમાં :

ઓ જો જો જો જો હાં !

રામચંદ્રજી : અહોહો : વાહ રે મ્હારી બાળક ઘેલી સતી જાનકિ ! ત્હારા બાળકને, મને વરેલાં જૃંભકાસ્ત્રો સદૈવ રક્ષજો ને વરજો ! ને ઝૂલે કોણ ? કોને ઝૂલાવો છો ? વાહ, ઠીક, લ્યો, એ પણ મેં જાણી લીધું કે તમે માતા થશો ત્યારે બાલકને કેમ રમાડશો ને કેવાંક ઘેલાં કાઢશો. લ્યો,

હવે ગાઓ ત્યારે પેલું બીજું ગીત સ્તો !

સીતાજી : મહારાજ, તો, મને બોલે બોલે બાંધે છે :

[ગઝલ]

સ્વજનના શુદ્ધ સાચા સ્નેહની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આચારની, તો, રીત જૂદી !

**સોऽहम् સોऽहम्** સતી રટેઃ **साहम् साहम्**ઃ કન્થ !

સેવે, એકબીજાં, સદા : એ સહચાર અનંત !
વિરહ સહવાસની જાદૂઇ બલિહારી જ જૂદી !
અજબ આકર્ષણે, ખેંચાય, સાંકળ, એય, જૂદી !
અબોલ આંખે, સમઝતાં વ્હાલપની કંઇ રીત !
અમીમય હૈયાં, ઉમળકે, થાય પરસ્પર લીન !

વાહરે ! સતી જાનકિ ! ત્હારો તે કાંઈ સ્નેહ !

સીતાજી : ( સગર્ભા હોવાથી થાકી જતાં ) પણ મહારાજ, મ્હારી તો આંખ ઘેરાય છે.

રામચન્દ્રજી : તો, દેવી ! એમાં શરમાય છે શાને ?

(દોહરો)

લગ્ન સમે બાલક સમી, ઝૂકી હૈયે : પ્રાણ ?
આ કર પર, ઝૂલી રહી : ક્યોને એવી લ્હાણ !

સીતાજી : ( સૂતેલાં ઝબકી ઉઠે છે ) મ્હારા નાથ ! કાલની ચિત્રપાટીનો દેખાવ જોયો છે ત્યારથી તે નજર પાસથી ખસતો જ નથી ને કંઈક ધ્રુજ્યા કરૂં છું. હજી પણ મને ભરોંસો પડતો નથી. અરે ! હું અભાગણીને આવું છાજશે ખરૂં ! કોઇનો શ્રાપ તો વળી ક્યાંય નહિં પડી જાય ? મ્હારા જીવનજીવ ! મ્હારા જીવન આધાર ! વ્હાલા રામ ! મને કાંઇ જ સૂજતું નથી. પ્રભુ ! રંક દાસીને નીભાવશો કે ? ( રડે છે )

રામચન્દ્રજી : ( હૈયાં સાથે ચાંપતાં ) દેવી ! આમ શું કરે છે ? ભલા ! સીમંતિનીથી રોવાય જ નહિં એ ભૂલી ગઈ કે શું ? ત્હારા મનગમતા અભાવા પૂરવાને જ મને અહીં રોકીને બધાં વડીલજનો ભગવતી શાંતા બ્હેનને ત્યાં શું નથી ગયાં કે ? મહામુનિ શ્રી વસિષ્ઠજીએ શ્રી અષ્ટાવક્ર ઋષિની સાથે કહાવ્યું છે તે પણ ભૂલી ગયાં કે ? તને હું શું ઓછું રાખું છું ?

મ્હારી જીવન દોરી ! એમ ઓછાબોલ બોલ માં ! દુભાય છે શાને ? હવે શું છે, ભલા ? જે થયું તે થઇ ગયું. ગઇ વાત સંભારવી નહિ. પ્રાણ ! સૂઇ જા ! લે ઝુલાવું.

સીતાજી: મ્હારા હૈયાના હાર ! મ્હારૂં દોહ્યલું તમે નહિ જાણો તો બીજું કોણ જાણશે ? મહારાજ ! અંતરનાં ઊંડાં હેતનાં નિર્મળ નીર, ધીરગંભીર ઘુઘવાટ વાળાં છલોછલ ભરેલાં આપની આંખમાં સદા

નીહાળું છું ને તેમાં નાહું છું. હો! દેવ! કંઇક વીનવું કે? ગઇ કાલ ચિત્રપાટી જોતાં, જાણે, મને એમ થયું કે ઊર્મિલા, તમે ને હું ને બધાં પાછાં ભાગીરથીમાં જઇને સાથે સ્નાન કરિયે ને ભગવતી ઋષિ પત્ની-ઓની સંગે ત્યાંનાં પાળેલાં પ્રાણીઓને અને પંખીઓને પંપાળિયે ને કૈંક તપોવન વિલાસ રચિયે.

રામચન્દ્રજી: ઓહો! એ તો મધુરી આજ્ઞા! એમાં શું? લેશ પણ થડકો ન લાગે એવો રથ હમણાંજ દેવી માટે તૈયાર કરાવવા વત્સ લક્ષ્મણને બોલાવી મંગાવું છું, ને સવારમાં વ્હેલાંજ જઇશું ને સાટે આજ નગરચર્યામાંથી પરવારીને પરબાર્યો તારીજ સાથે: ઠીકને!

સીતાજી: નગરચર્યા માટે આજે ય જવાનું છે કે? જેવી મહારાજની ઇચ્છા. ત્યારે ઊર્મિલાને ફરીથી કહેવરાવું? આગળથી મેં જરા કહી રાખ્યું તો છે જો કે! નહિતર વત્સ લક્ષ્મણ કહી દેશે રતો! મહારાજ મ્હારી જ સાથે બીરાજશે ને?

રામચન્દ્રજી: ઘેલી રે ઘેલી! એમાં વળી શંકા હોય કે? સીતા વિનાનો રામ જીવી શકે કે? હવે સૂઇજા ઘડીક એટલે તારો જીવ હેઠો બેસે. લે કહે તો કૈંક ગાઉં!

(સીતાજી હિંડોળે જરા ઢળે છે)

[ ગીત ]

રામચન્દ્રજી:

દેવી! સતી! સાધવી!
જયમંગલમય જીવનદોરી!
પરંપરાનું વ્હાણું વાતાં, આશાશી, આવી મળી!
પહોર પ્રભાતના વાધ્યા તપતાં, જરાય, ન, જાણ પડી!
પ્રિય સહચારિણી! તું મય કરે સખિ! મને તુજ જાદુગરી!

અહા! દેવી તો ઊંઘી ગયાં! કેવા સંપૂર્ણ વિશ્વાસથી સૂતેલાં છે? મ્હારી મનોરમા! દેવી! મ્હારા પ્રાણ! ત્હારૂં જીવન રંક રામમાં સમાય છે! સીતામય રામનું જીવન પ્રજામાં સમાય છે.

પવિત્ર પ્રજાજનો ! રંક રામની નજીવી સેવા જો કે અંશે પણ તમારાં સુખશાંતિ યોજવામાં સાધનભૂત થતી હોય તો સમજી જજો કે એ સેવાવૃત્તિની જનની મ્હારી આ ભગવતી સતી સીતા જ છે, હો. તેની સ્હોડ વિના હળવા હૈયાની નીરાંત વનવાસમાં કે રાજભવનમાં રામને કયાંય વળે તેમ નથી ! પ્રેમચર્યાનું ભાન આપનાર મ્હારી અબોલ બાલા ! દેવી સીતા ! જનસેવાની પુણ્ય ભાવનાઓ લંકાના અગ્નિદીવ્ય વખતે તેં જ સમજાવી છે તે હજુ પણ ઘૂમે છે. હો ! અહા ! શી દરિયાવ દિલી ! અહા ! કેવું સ્વાર્પણ ! સીતાને ભોગે પણ પ્રજાજનની સેવામાં રામે રહેવું: એવો બોધ, મ્હારી મંગલમુખી મહારાણી વિના મને બીજું કોણ આપવાનું હતું ? અહા !

(દોહરો)

સુલક્ષણી મુજ લક્ષ્મી આ, પીગળાવે મુજ અંગ :
વ્હાલાંનું વ્હાલું ન શું ? વિરહ એક જો અંત !

સીતાજી : (સ્વપ્નમાં) હા. મ્હારા રામ તમે કયાં છો ?

( હિંડોળે આનન્દ નિદ્રામાં ડોલે છે ને ઝૂકે છે )

રામચંદ્રજી : (ઝબકીને) અરેરે ! પેલાં ચિત્રો જોયા પછી તો દેવીને વિયોગની જ ઝંખના લાગી રહી છે. સતી ! લે પંપાળું તને, મ્હારા હૈયામાં ચાંપીને : ઉદ્વેગ ન કર ! કલ્યાણિ !

પ્રતિહારી : મહારાજ ! આવેલો છે–

રામચન્દ્રજી : (ઝબકીને) અરે ! કોણ ?

પ્રતિહારી : દેવનો દેવમુખ !

રામચન્દ્રજી : (સ્વગત) દેવમુખ ? અત્યારે આજ કેમ એ ? હશે. (પ્રકાશ) આવવા દે. (સ્વગત) દેવીને ઉઠાડું ત્યારે ને લઈ જાઉં શયનગૃહમાં ? નહિતર, હજી ભલે સૂતાં ! માંડ કરીને નીરાંત વળી છે તો તે તોડવી નહિ. અહા ! સતી ! ત્હારી અધમીંચેલી આંખડલીમાં–તારા શ્વાસેશ્વાસમાં–રોમરોગમાં ત્હારે તો ત્હારો રંક રામ જ કે ? પ્રાણ ! ત્હારૂં જીવન શું સૂચવે છે ?

(દોહરો)

ભણકારા સ્મરણે ભરેઃ મળે જ મીઠમીઠ:
પ્રિયજનના પરિચય તણી અજબ અનેરી રીત!

(ડોલતાં ઝૂકે છે)

દેવમુખ : (સ્વગત) વર્તમાન ચૂકાવીને પણ વાત તો છૂપાવી પણ હવે તો કહ્યા વિના નહિ જ ચાલે. કેમકે આજની વાત કાલ થાય નહિ. અને વાત તો વધી જ પડી છે. કોણ જાણે કયાંથી પેલી અગ્નિદીવ્યની વાત વંટોળે ચ્હડી છે. ને ગતાનુગતિક લોકોએ મહારાણીજીને બત્રીસીએ લીધાં છે તો હવે કેમ જાયશે? અરેરે! આમ તે કોનાં પાપ હજીએ નડે છે? કંઈ જ સમઝાતું નથી.

શું કોઇ લંકાનો માયાવી રાક્ષસ તો વિધ્વંસતોપથી આવી ચડયો નહિ હોય ને આવાં તૂત રચતો તો નહિ હોય શું? ના, ના, તેમ તો નજ હોય. સતી મંદોદરીને વિભીષણ મહારાજ એમ તો ન જ થવા દે. ત્યારે શું હશે? કેમ ખબર પડે? ગમે તેમ પણ આનાં મૂળ તો અજબ ઊંડાં છે.

(દંપતી દર્શન કરતાં) (અનુષ્ટુપ)

સૌખ્યની તૃપ્તિમાં જમ્પે, જોડલું વ્હાલઘેલડું:
મ્હારે અભાગિયાએ, હા! તેને આજ દુભાવવું!

(પ્રકાશ) મહારાજનો જય થાવ.

રામચન્દ્રજી : (ઝબકી જાગીને) કેમ, દેવમુખ! સવારને બદલે અત્યારે કેમ સૌથી મોડો? શા સમાચાર છે? તારૂં મ્હોં કેમ પડી ગયું છે? જલદી બોલ.

દેવમુખ : જી, મહારાજાજીએ તો મ્હોટા મહારાજાજીને પણ ભૂલાવી દીધા છેઃ એમ લોકો આપનાં સદા જયાં ને ત્યાં વખાણ કરે છે.

રામચન્દ્રજી : એ તો પ્રશંસા થઇ. પણ કંઇ મ્હારા દોષ હોય તો તે જ ઝટ કહી દેને કે જેથી તેનો સત્વર ઉપાય કરી શકાય. મ્હારે મ્હારાં વખાણ નથી સાંભળવાં. તારા મ્હેરાની ઉદાસી કંઇક જૂદું જ સૂચવે છે. માટે જે હોય તે કહી દે સત્વર!

દેવમુખ : (રાતો રાતો) દેવ ! સાંભળો:– (કાનમાં કંઇ કહે છે)

રામચન્દ્રજી : અરેરે ! આ તો અજબ આકરા વેગવાળો ઘા ! હા ! સીતે !

દેવમુખ : (સ્વસ્થ કરતાં) મહારાજ ! શાંત થાંઓ ! (સ્વગત) અરેરે ! હું તે શું મ્હોં લઇને હજી અહીં ઉભો છું ? (ખસી જાય છે.)

રામચન્દ્રજી : (ધીમે ધીમે કંઈક સ્વસ્થ થતાં) હા ! દેવી ! આ મેં શું સાંભળ્યું ? અરેરે ! ગજબનો કારી જખમ ! શું, દેવી ! તારી આટલી બધી વંચના ને તે પણ આટલે સુધી ? ત્યારે મ્હારી જ ગેરસમઝ ને કે મેં જુદા જુદા જાસુસોની બાતમીનો સરલ ને સીદ્ધો અર્થ જ કર્યા કર્યો !

મ્હોટા મહારાજનાં માનીતાં પ્રજાજનો ! તમને સમજુને આવું તે કોણે સુઝાડયું ? અયોધ્યાની લાડઘેલી મહાપ્રજા ! તમારા મહારાજને તમે અધમમાં અધમ સ્થિતિએ મૂકયો છે ? અમારા રાજદંપતીના સહવાસ અને ધર્મસહચાર, તમને નથી જ ગમતા કે ? તો ખાત્રી રાખજો કે જન–કલ્યાણના સેવાધર્મ માટે સતી જાનકી જાતેથી જ પોતાના રામને તમારા ખોળે તમારા ચરણ શરણમાં પરિચરણ માટે સોંપી જશે ! રે ! રે ! સોસાતા હૈયાથી ઝૂરીમરવા પણ સોંપી જશે ! દેવી ! તારી પવિત્ર વાંછના હું જ સમઝું છું. હા ! ત્હારા ભાવ હુંજ જાણું છું. અને મ્હારા હૈયાંનું દર્દ મ્હારી સતી સીતા જ જાણે છે. અરેરે ! ધાત્રી વસુંધરા સમી મ્હારી સ્હોજીલી સીતા ! ત્હારી શંકા અગ્નિશુદ્ધિ સમયની શંકા સાચી પડવાનો વારો આપણે આજ આમ પાછો અચાનક આવેલ છે. તો પણ ભોળી ભરમાયેલી મહાપ્રજા પણ જોશે ને રોશે એવું જ આપણે કરી બતાવીશું ને વિભકત રહી પ્રેમ–ભક્તિના પાઠ પઢાવીશું. (કંઇક વિચારતાં) શું, ત્યારે સતીને જગાડું ? ના, રે ! લેશ, પણ નહિ. કદાચ જાગીને પહેલાં જેવા દીક્ષામંત્ર સમજાવવા માંડે તો હવે તો મ્હારાથી સ્હેવાય પણ નહિ.

ને વળી તે પોતે જ રોક્યાં રોકાય પણ નહિ. હા ! બસ એમજ ! વળી સતીનો સમજાવેલો હું તે સતીને અન્યથા સમઝાવી શકનાર કોણુ ? અહા !

(દોહરો)

સેવાધર્મ પ્રજા ચહે: ચહે સતી પતિધર્મ !
સમાય સેવામાં પતિ ! સહે સતી મુજ કર્મ !

હા ! હવે બરાબર બધું સમજાયું ! સતી ! નગરચર્યામાં ફરતાં વારંવાર તારૂં નામ લેનારાને નિશ્વાસ મૂકતા હું સાંભળતો ને જોતો. તેનો મેં અત્યારસુધી સવળો અર્થ જ કર્યો. હું શું સમજું કે મ્હારી મહાપ્રજા મ્હારી પ્રાણ–કલા સીતાને મર્મમાં આમ પીંખતી હશે ?

રામચન્દ્રજી : અરેરે ! રાઘવ રાજ્યની લાડિલી પ્રજા ! તો પછી મને પણ રજા આપો, આમ અમને વિખૂટાં પાડવાથી તમને શું હાથ લાગવાનું છે ? મ્હારા કરતાં ભરત લક્ષ્મણ વિશેષ લાયક છે તો રાજ્યના મુકુટ દંડ તેને આપો ને મને તો મ્હારી પ્રાણલીલા સીતાની સ્હોડમાં ફરીને વનવાસી થવાની રજા આપો. અરેરે ! તેમ નહિ થવા દ્યો કે ? તો યાદ રાખજો કે પિતાનું વચન પુત્ર પાળે તેમ પતિ માટે પત્ની પ્રાણાર્પણ જ કરશે : ત્યારે તમારો રામ કેમ જીવી જ શકશે ?

મને ખાત્રી છે કે પુરજનો ! અંતે તમે ને તમે જ અમારો પુનર્યોગ, પશ્ચાત્તાપને પ્રાયશ્ચિતે, રચશો ત્યારે આંસુના ઓઘ વળશે.

બસ: ત્યારે જ સતી ! ત્યારે જ આપણે વળી મળીશું ને ત્યાં સુધી તો સતી ! તમે સમઝાવ્યું છે તેમ કસોટીની પરંપરા સ્હેશું. ને તે પણ લોકની વ્યવહાર વ્યવસ્થાની સેવાયેસ્તો !

[ગીત]

અજબ હો ! દુનિયાનો આ ખેલ !
જનમંડળ ! અવધિ ! હો ! અવધિ ! આમ ન કાંઇ ગણેલ !
કલ્યાણી ! જન્મ્યાં, જન માટે, તો. તે સેવા સહેલ !
જનસુખના હવને, હોમાણું : ભગવતી ! એ નિર્મળ !

હા ! સતી જાનકી ! મને કાંઈ જ સૂઝતું નથી ! શું વિચારું ? શું કરૂં ? ક્યાં જાઉં ? હાય ! સીતા ! આપણું દુર્ભાગ્ય ફરી વળ્યું ! મ્હારી અમોલ અબળા ! હા ! રઘુવંશની રાજરાણી ! ભગવતી અરૂંધતી અને ભગવાન વસિષ્ઠ જેવાં દેવજનોની મનમાની મનોરમા ! મ્હારી મીઠાબોલી વૈદેહી ! મ્હારા વનવાસની વેલી ! મ્હારી અનેરી આશા ! તારી પરોક્ષ સહાયથી સેવા પામનારાં પ્રજાજનો, તને, અનાથ નિરાધાર સમજીને વગોવે છે ! અહા ! પણ તારે તો તેના બદલામાં સ્વાર્પણનું દૃષ્ટાંત આપીને દયાધર્મની દીક્ષા તેમને શું આપવાની છે ? અરે ! કરુણાર્દ્રતાના આદેશ સમજ્યા જતા નથી ! છતાં મારે જ એ દીક્ષા શું ધરવાની છે ? તો પછી અમે બન્ને પાછાં સજોડે વનવાસ અવશ્ય લેશું !

ભગવતી ભાગીરથી ! દેવી પૃથ્વી ! કુલદેવા ! પવિત્ર જૃમ્ભકાસ્ત્રો ! સતી જાનકીનું ને તેના ભાવિ સંતાનનું સર્વે સાથે મળી પાલન કરજો ! (બાજુએ જોઈને) ક્યાં ગયો ? દેવમુખ ! વત્સ લક્ષ્મણને બોલાવ !

દેવમુખ (પાસે આવતાં) (સ્વગત) : અરેરે ! આ તો કંઈ વળી વધારે અવળી ઉતરવાની હોય એમ લાગે છે. ક્યાંથી જૂઠી એ વાત ફેલાઈ ? ને મેં સાંભળી ને વળી કહી બતાવી ! (પ્રકાશ) મહારાજ ! પુરજનો તો અમરંગી ગણાય—તો—

રામચન્દ્રજી : બસ કર : દેવમુખ ! આપણા કરતાં સતી સીમંતિની જ સ્વાર્પણને ગમે તે રસ્તે પણ તેમને સમઝાવી શકશે. માટે જા, સત્વર વત્સ લક્ષ્મણને બોલાવ !

દેવમુખ : જેવી મહારાજની આજ્ઞા (દેવમુખ જાય છે)

રામચન્દ્રજી : રામમય સતી સીતા ! ત્હારા ભાગ્યમાં તો દુઃખ સહન કરવાનું જ રહ્યું ! સીતામય રામ ! પવિત્ર જાનકીને સ્વીકારીને તેં તો તેને દુઃખમાં જ ઝીકી દીધી છે. હતભાગી રામ ! દૂર થા ! હા !

સતીની પવિત્ર સ્હોડને તું હવે લાયક નથી તો પછી દેવીનું

મસ્તક હૈયા ઉપરથી ધરણીને ખોળે હળવેથી મૂકી દે ! અરેરે ! જીવતર ઝેર થઇ ગયું ! હવે મ્હારે મ્હારી સીતા વિના જીવવાનું ? હા ! તારે જીવવાનું–જોવાનું ને જીરવવાનું છે ! રામ ! સીતાનું નામ પણ સંભારીને તેને તું કદી અપવિત્ર કરીશ નહિ !

દેવી ! ત્યારે શું હું એવો અધમ જ છું ? એવો જ છું : થાઉં છું : થવાનો છું ! હું કહોને સંભારૂં ? પુણ્યશાળી ગુરુજનો ! દેવજનો ! તમને પણ હું સંભારી શકતો નથી. હા ! સીતે ! ત્હારા રામની બુદ્ધિ આજ બ્હેર મારી ગઇ છે ! ત્હારા વિના કોણ એને ઉજાળશે હવે !

રાજદંડ ! જનહિતના વિશ્રામ સ્થાન ! ત્હારી જ સેવા માટે ત્હારો સેવક રામ આજ અમાનુષી દુષ્ટ કર્મ કરે છે તે તું જો !

રાજકિરીટ ! તને ગુંથનારી મહાપ્રજાને કંઇ સમઝાવ ! સીતામય રામ ઉપરનો વિશ્રમ્ભ તજાવી મ્હારા કરતાં વધારે યોગ્ય મહાપુરૂષને ખોળી સીતામય રામને વનવાસી થવાની ને સીતાની સેવામાં જઇ રહેવાનો તો રજા અપાવ ! સકલ સંસારની શ્રેયસ્કરી આત્મકલા સમી મ્હારી સીતાના ત્યાગમાં જ જન સમૂહનું શ્રેય સમાયલું ગણાય ત્યાં તેનો સહવાસપ્રેમ જ અધમ મનાય તેમાં શી નવાઇ ?

અરેરે ! મ્હારૂં કોણ સાંભળે ? મ્હારૂં હવે કોણ ? મ્હારી સીતા ! ત્હારી પાંદડી જેવી મુખમુદ્રાનો અલૌકિક પ્રતાપ મ્હારી આંખને આંજી દે છે. હા ! દેવી ! મ્હારી પ્રાણ ! અજબનો મુંગો માર હો ! હીંમત તો હવે હારી જાઉં છું. નથી છોડાતી મ્હારી જાનકી ! નથી ત્યજાતું રાજ્યપદ ! રે ! નથી તજાતો આ પાતકી દેહ ! હો ! સતી ! હા ! સતી ! (મૂર્છા ખાય છે)

લક્ષ્મણજી : ( એકદમ અચાનક આવતાં ચમકીને ) મહારાજ ! મહારાજ ! આ શું ? (સ્વસ્થ કરતાં રડે છે)

રામચંદ્રજી (સ્વસ્થ થઇને) કોણ ? વત્સ લક્ષ્મણ કે ? આમ આવ, ભાઇ ! (કાનમાં કંઇ કહે છે)

લક્ષ્મણજી:- નહિ, મહારાજ ! એમ નહિ હો ! દીનદયાળ ! એ સાંભળ્યું નથી જતું ! માટે દીન લક્ષ્મણ કે કોઇ સેવામાં સાથે જાય ! અરે ! પણ એની શી વલે ? હાય ! વિઘ્નસંતોષી પુરજનો ! તમને આ કોણે સૂઝાડ્યું ? તમે તે આ શું કરવા બેઠા છો ?

રામચન્દ્રજી : લક્ષ્મણ ! મહાપ્રજાના તો આપણે દીનદાસ કહેવાઇએ ! વળી પ્રજાના કલ્યાણયજ્ઞમાં રાજભોગ જ જોઇએ. એમ સતી સીતાએ જ મને સમજાવ્યું છે. સૂર્યવંશનું રઘુરાજકુલ લોકારાધન માટે જ સર્જાયલું છે, એમ જાતભોગથી જ બતાવાશે. માટે લક્ષ્મણ ! તું જ ઝટ જા, અને સાવચેતીથી ને ચૂપકીથી મેં સૂચવેલું કાર્ય તું જ સત્વર કરી આવ !

લક્ષ્મણજી : મહારાજ ! સતી જાનકીને–દીન લક્ષ્મણના લાડ પાળનારી મ્હારી મૈયાને માટે–

રામચંદ્રજી : મ્હારી આજ્ઞા થઇ ચૂકી. સતી આપણ બેય કરતાં વધૂ સમજે છે. બસ : જા, લક્ષ્મણ ! જા, ભાઈ, જા !

બાપુ ! તું હવે જા ! ને હું કહું છું તેમ જ કરી આવ !

લક્ષ્મણજી : મહારાજ ! હા ! માતા જાનકી ! (સખેદ જાય છે)
રામચંદ્રજી :

[ ગીત ]

પ્રિયે ! હતભાગી હારી જાય ત્હારો વ્હીલો રામ !
કોમળ કર ત્હારો, કલ્યાણી !
  પાળેલાં પંખી સમ જાણી,
    કાળપારાધિને સોંપે ત્હારો વ્હીલો રામ !—પ્રિયે !

લગ્નમંડપે, પ્રિય સુલક્ષણી !
  મંગલ પગલે, મુજ અનુચરણી !
    વન્દી એવાંને તરછોડે ત્હારો વ્હીલો રામ !—પ્રિયે !

રાજ્યધર્મ માટે જે જાયો :
  જાયો ! પ્રજાસેવક સરજાયો :
    પરાયો, વિખૂટો, પડે, ત્હારો વ્હીલો રામ !—પ્રિયે !

રામ : (સ્વગત) હા ! સીતા ! મ્હારી પ્રાણસમી પ્રિયતમા ! મારે ભરોંસે ભૂલેલી મારી ભલીભોળી લાડિલી સીતા ! જ્યારે ભગવતી અરૂન્ધતી કે રાજમાતા કૌશલ્યાજી કે ભગવાન વસિષ્ઠજી વગેરે તારી આ વાત જાણશે ત્યારે હું તેમને મ્હારૂં મ્હોં કેમ દેખાડી શકીશ ? હા ! પ્રાણ ! હવે આપણું જીવન કોણ સાંધશે ? ત્હારૂં શું થશે ? આ હું શું કરવા બેઠો છું ? તને બાળનાર પોતાને જ બોળવા ઊભો થયો છું : તે તો તું જો ! ત્યારે સાથે જ જાઉં તો ? અગર કોઇને મોકલું તો ? છેવટ વનવાસ વ્યવસ્થા રાખું તો ? નહિ રે ! તેમ થવા દેતાં ખલતાનો આરોપ જ આવે ! ત્યારે ત્હારૂં ત્યાં કોણ ? નહિ, નહિ, સતી ! ત્રૂટીની બૂટ્ટી, એની એ પ્રજાને સૂઝે નહિ ત્યાં સુધી તો આમ જૂદાં જ રહીને બળીશું-ઝળીશું ને એમનાં જ સુખ સાધીશું: ત્યારેજ તેમની આંખ ઉઘડશે ! હા ! સીતા ! મ્હારી જીવનદેવી ! ત્હારી ચરણરજથી પાવન થઇને એ સંસિદ્ધિ જ, ચાલ, હવે મેળવું.

જીવન-જ્યોતિ ! અગ્નિમાંથી ઉગારી લીધી હતી તેને જ મ્હારી સીતાને-વનવાસમાં સ્હાય થજો ! અભાગી રામ અસહાય છે-મંદબુદ્ધિ થયેલ છે. હા ! સીતે ! ત્હારૂં સદ્‌બુદ્ધિ તેજ ઝળકે તેમ વિચરજે ! ને મને હજી આશા પડે જ છે કે આપણે કયારેક પણ મળીશું જ ! પણ કયાં ને કયારે ?                                                    (પગે ઢળી પડે છે)

(નેપથ્યમાં)

અરે ! હવે તો દેવી ઊર્મિલાને જ કોઇ બોલાવો !

સામંતરાજ લક્ષ્મણજી પણ રસ્તા વચ્ચે બેભાન થઇ ગયા !

રામચન્દ્રજી:- (ઝબકીને જાગતાં) શું વત્સ લક્ષ્મણને માર્ગ વચ્ચે મૂર્છા આવી છે ? હા ! દેવી ! ત્હારી વત્સલતામાં ઉછરેલો લક્ષ્મણ મુંઝાયો છે ! લક્ષ્મણનાં લાડકોડ તો હવે ઉડી ગયાં ! ને તે તો ત્હારા બાલક જેવો ગભરૂ થઇને ગભરાઇ ગયો છે ! સતી ! મ્હારી રાજલક્ષ્મી ! ત્હારા જીવનવ્રતથી જ રંક રામ ને લક્ષ્મણ ઉદ્ધાર પામશે ! ચાલ, ત્યારે, દેવી ઊર્મિલા આવે તે પ્હેલાં વત્સ લક્ષ્મણને સ્વસ્થ કરી મોકલું !

( જાય છે )

# પ્રથમાંક-પ્રવેશ ૧૨.

## ઊર્મિલા-ભુવન.

સ્થળ : ઊર્મિલાભુવન.

પાત્ર : ઊર્મિલા ને લક્ષ્મણજી.

ઊર્મિલા :

[ ગીત ]

પ્રિય જીવનના પ્રિય પ્રાણ તણા ભણકાર એકાંતે સતાવે !
બહુ ગોતાવી, ભરમાવી, ભમાવી, બોલાવે ને શરમાવે !

હારી હવે આથી : ઉર અકળાય !
હુંથી તો કંઇ ન કળાય !

ક્યારે હવે મ્હારા કાંત પધારે !

લક્ષ્મણજી (આવતાં) કાંતને, કર્મ સીઝાવે !

ઊર્મિલા : એટલે પ્રિયતમ ! કેમ, આજે આમ ?

લક્ષ્મણજી : દેવી ઊર્મિલા ! શું કહું ? અરેરે ! ગજબ થઇ ગયો છે !

ઊર્મિલા : કેમ શું થાય છે ? પ્રાણપ્રિય ! ધીરજ ધરો ! આવો, મ્હારા હૈયામાં ચાંપું : રાજ ! મુંઝાઓ નહિ ! રંક દાસીનું શું ગજું ત્યારે ?

લક્ષ્મણજી : (સ્વસ્થ થઇને) સતી ! આ શૃંગારભોગને હવે રામ રામ કરી લે. હવે આપણે પણ ભગવી કંથા જ પહેરવાની છે !

ઊર્મિલા : રાજ ! આમ કેમ બોલો છો આજે ? કંઇ જ કળી શકાતું નથી.

લક્ષ્મણજી : સતી ! દેવી જાનકીજીને ભાગીરથીમાં ન્હાવા જવાનું દોહદ થયું હશે ને તે બ્હાને તેમને ત્યાં–

ઊર્મિલા : લઈ જવાનાં છે ને ! બસ ને ! એમાં મુંઝાવાનું ક્યાં આવ્યું ? રાજ ! એ વાતની તો મને ગઇ કાલની ખબર છે ને આપણે બધાંને તેમની સાથેજ જવાનું છે એમ પણ ગઈ કાલેજ કહ્યું છે: તો પછી એમાં શું ? વાહરે ! મ્હારા લલિતરાજ ! મોડું આવવાના બચાવમાં મારી પાસે રોજરોજ એમ મજાક કરતા આવશો. પણ તે નહિ ચાલે હો ! જી, નહિ ચાલે ! સમજ્યા કે : મ્હારા રમતીલારાજ !

સુખમાં આપું શાણી સ્હોડ :
દુઃખમાં ભાગ પડાવું દોઢ !

લક્ષ્મણજી : (સ્વગત) અરેરે ! આ ટહૂકતી કોયલનો નિર્દોષ આનંદ મ્હારે જ તોડવાનો કે ? હા ! દેવી સીતે !

ઊર્મિલા : કેમ ? પ્રાણપૂજ્ય ! હજી પણ ગુમસૂમ જ રહેવાના કે ? પણ કહોજી : કે હવે તો આજ પણ વેશ બધો કળાઈ ગયો ને હું જેવીથી પણ હાર્યા–જી–હાર્યા જ !

લક્ષ્મણજી : એમ નથી ! સતી ! દેવી જાનકીનો લંકાવાસ લોકોમાં બત્રીસીએ અંકાયો છે !

ઊર્મિલા : હેં ! હેં ! શું કહો છો ? ત્યારે તો ગજબ થઇ ગયો ! હાય ! ત્યારે હવે તો–લોકપ્રિય મહારાજે તો કંઇક વિપરીત જ ધાર્યું હશે. લંકાના અગ્નિદીવ્યની વાત લોકોને શું ન સમજાવાય ? હાય ! સતી જાનકી ! ત્હારો એ અભાગિયો જ અવતાર ! બોલોને, શું કરવા ધાર્યું છે ? પ્રાણ !

લક્ષ્મણજી : દેવી ! મહારાજે તો ફરમાવ્યું છે કે: એ બ્હાને સતી જાનકીને સગર્ભા છતાં ભાગીરથી તીરે સાવ એકલાં જ મૂકી આવવાં ને ત્યાંથી તેઓ સમીપનાં તપોવનમાં જઇ રહેશે ને એવી રીતે હમેશનો વનવાસ તેમણે વેઠવો રહ્યો ! હા ! દૈવ !

ઊર્મિલા : (હબકી જઇને) હેં ! પ્રાણ ! (મૂર્છા ખાય છે)

લક્ષ્મણજી : (સ્વસ્થ કરીને) સતી ! ઉઠો, સ્વસ્થ થાઓ.

ઊર્મિલા : પણ, મહારાજ આટલા બધા નિર્દય થયા શું ? આ તો સતીમૈયાએ ધાર્યું હતું તેમ જ ઉતર્યું. અરે રે ! ગજબનો આઘાત ! કહો તો ભગવતી અરૂન્ધતીને બધાંને પાછાં બોલાવીયે એટલે તેઓ પ્રજાને અને મહારાજને સમજાવશે.

લક્ષ્મણજી : નહિ, સતી ! કંઇ પણ વાત હવે આપણા હાથમાં રહી નથી ! પાછળથીયે ભરતરાજે તથા શત્રુઘ્નકુમારે બહુ વીનવ્યા પણ મહારાજ એકના બે ન જ થયા ! તેની તૈયારી માટે જ હું રોકાયો હતો. ત્યારે હવે હું જાઉ છું.

ઊર્મિલા : પણ, પ્રાણ ! ઉભા તો રહો. તમે આજ્ઞા આપો તો મહારાજ પાસે હું પોતે જાઉં ને જેમ મહારાજના વનવાસમાં આપ જાતે સાથે સીધાવ્યા હતા તેમ સીતાદેવીના વનવાસમાં હું જ તેમની સાથે જાઉં ! એવી આજ્ઞા માગી લાવું. કેમકે આવા વખતમાં દેવીને સ્ત્રીનું કામ વધારે પડે. પ્રાણ ! એ વિનતિ સ્વીકારશો કે ?

લક્ષ્મણજી : સતી ! મહારાજને હું સઘળી રીતે વીનવી ચૂકયો છું. કોઇથી હવે કંઇજ થઇ શકે તેમ નથી. મને પણ મહારાજે એવી આજ્ઞા કરી છે કે દેવીને વનમાં એકલાં મૂકીને મારે તરત પાછું અહીં વળી આવવું ! અરેરે ! ઇશ્વરની લીલા અગમ્ય છે. એમને ઘડી એક સુખની ન આવી તે ન જ આવી !

સતીનાં જે પાદપંકજમાં રાતદિન ગુંજીને આપણે આનંદ કર્યો તેને વનવાસની અસહ્ય ઝાળમાં બળવા દેવા મ્હારે જ રાનવને રઝળાવવાં ! અરેરે ! કંઇયે સૂઝતું નથી. દેવી ! શાને આપણે જ જીવિયે છિયે જે ?

મહારાણી જાનકીના ચરણરેણુ સમાન આપણે સાથે જઇ મહારા-

જની ફરીને આજ્ઞા માગી દેવીની સેવામાં આપણે ઘણાંયે રહિયે (વિચારમાં પડતાં) અરે! પણ રાજધર્મના અણીને સમયે મ્હારા રાજબાન્ધવની બાંહ્ય વછોડવા ઇચ્છનાર અધમ લક્ષ્મણને રાજયોગિની સતી સીતા પણ શું કદી શરણ આપશે ખરાં? ત્યારે કેમ કરવું! હા! વિષમ અસિધારાવ્રત! પ્રજાધર્મ વિસરાતો નથી તેમજ બંધુધર્મ તથા પુત્રધર્મ પણ પડયા મૂકાતા નથી! દેવી! ત્હારા શોકાંધ લક્ષ્મણને કૈંક તું જ સૂઝાડ!

ઊર્મિલા :–કાંત સૌમિત્રેય! નહિ રે દેવર્ષિ સીતેય! ત્યારે તો હવે આપની જ સૂચવેલી સંતચર્યા જ સ્વીકારવાની રતો! મંદિર તે મઢુલી ને તેમાં સતી સીતાભક્ત ને રામરાજાનુ રક્ત સામંતરાજ મ્હારા લક્ષ્મણદેવની સેવા કરશે તેમની રંકકિંકરી ઊર્મિલા! અહા! સતી જાનકી! દેવર્ષિ વિદેહરાજની સુવાસભરી આત્મકલિકા! ત્હારી જીવનકલાની અગમ્ય લીલામાં અનંત વિદેહ-કુલ તરે છે ને પુનિત થાય છે, ત્હારા નામ ધ્વનિથી અનુકમ્પ સ્ફુરે છે તો દર્શન–લીલાથી શું ન થાય? ત્યારે, નાથ! દેવીનાં દર્શન તો થઇ શકશે ને? અરેરે! સતી વિના તે કેમ જીવ્યું જશે?

લક્ષ્મણજી : ના, સતી! તે પણ નહિ થઇ શકે! મહારાજની આજ્ઞા કેવી કડક છે? કેમકે બહુ જ છૂપી રીતે રથમાં બેસાડીને તેમને ગંગાતટે લઇ જવાનાં છે. માટે તમારે દૂરથી ઝાંખી પણ કરી લેવી હોય તો આપણી મઢુલી પાસે સંતાજો ને દેવી ત્યાંથી નીકળે ત્યારે દર્શન કરી લઇ તેમનાં મંગલપગલાં, કુમકુમના સ્વસ્તિક, પૂરાય તો પૂરીને છાપી લેજો. આપણું દેવવ્રત તેનાથી જ સચવાશે. પ્રાણ! હવે તો બહુ વિલંબ થાય છે માટે હું જાઉં જ છું. હો!

(જાય છે)

ઊર્મિલા : હા! દેવી જાનકી! રણવગડામાં રઘુકુળ દેવતા તને સહાય કરજો!

[ ગીત ]

દીનદુખાયલ દુઃખીયારાનાં સંસારનાં–
જો જો ! જગતનાં લોકો ! દુઃખલડાં દોહલાં !
અબળાની ફડફડતી આંતરડી પૂણતી :
અવળાં ઉતારતી દીધાં દુઃખલડાં દોહલાં !
સેવે તેને તો દેવાં સુખલડાં સોહલાં :
એકબીજાનાં લેવાં દુઃખલડાં દોહલાં !

(નેપથ્યમાં)

જય રઘુનન્દન ! જય રઘુનન્દન !

ઊર્મિલા : અરે ! દેવી જાનકીનો જ એ રામમય સ્વર ! ચાલ ત્યારે પેલા મંદિરમાં–નહિ રે ! હવે તો મઢૂલીમાં જઈ તેમની દૂરથી પણ ઝાંખી કરીને પાવન થાઉં ! (જાય છે.)

## પ્રથમાંક–પ્રવેશ : ૧૩.

### ભાગીરથી તીરે–

સ્થળ : ભાગીરથી તીર.
પાત્ર : સીતાજી ને લક્ષ્મણજી.

સીતાજી : (રથમાંથી ઉતરીને) જય રઘુનંદન ! જય રઘુકુલ દેવતા ! જય દેવી ભાગીરથી ! જય માતા વસુન્ધરા ! જય દેવજનો ! સર્વે કલ્યાણ કરજો મ્હારા રામનું ! અહા ! મ્હારા રામ વિના મને આવા મનગમતા લ્હાવા કોણ લેવરાવે ? વાહ રે ! વનલીલા તો હસતી રમતી મને પણ વધાવે છે. મને એવું થાય છે કે જાણે અહીં જ હવે રહું ! વત્સ લક્ષ્મણ !

લક્ષ્મણજી : આજ્ઞા ! દેવી જાનકી !

સીતાજી : ત્યારે મહારાજ નગર ચર્યામાંથી મોડા પાછા ફર્યા હશે કે શું ? મારી સાથે ન આવી શક્યા તેથી હવે સાંભરશે તો તો મળશે ત્યારે વાત છે !

લક્ષ્મણજી : દેવી ! એ જ યોગ્ય છે. (સ્વગત) હા ! કર્મવિપાક !
(લક્ષ્મણ આસપાસ નીહાળતાં જરા દૂર નીકળી જાય છે)

સીતાજી : ત્યારે મહારાજનો ને ઊર્મિલાનો રથ પણ સાથે જ આવશે કે ? ઊર્મિલા પણ દેવી માંડવી શ્રુતકીર્તિને તેડવા ગઇ તે પાછળ રહી ગઇ. બધાં આવે તો પછી આજ તો પૂરી ગમ્મત કરૂં. અહા ! સઘળાં સાથે મળીને ગંગાસ્નાન કરીશું ત્યારે કેવો આનંદ આવશે ? નહિ ભલા !

અરે ! પણ મ્હારી આંખ કેમ ફરકે છે ? વળી આ શરીરમાંનો બાળગર્ભ પણ ફરકી રહ્યો છે. રઘુવંશવર્ધક વીરાત્મા ! શાંત ને સ્વસ્થ થા ! આપણો કલ્યાણમાર્ગ રઘુવીર રામના રાજયોગમાં સમાય છે. આપણો રાજભોગ, એ, આપણા જ રાજયોગ અર્થે જ છે !

અરે ! વળી આ અમંગળ ચિહ્ન શાને થાય છે જે ? કુલ દેવતા ! મ્હારા રામને સંભાળજો !

પણ, વત્સ લક્ષ્મણ ! કેમ લક્ષ્મણ ક્યાં ગયો ? અરે ! રથની શોધમાં તે તો પેલી ઘટામાં નીકળી ગયો કે શું ? પણ તે રોયા જેવો કેમ દેખાતો હશે ? લાવને બોલાવું :

બાપુ લક્ષ્મણ ! આમ આવ ને ! કેમ તું રડે છે ? આમ કેમ કરે છે ? મને પણ કાંઇ સૂઝતું નથી ! અરે ! એ તો ચાલ્યો ગયો ! આ શું ? મ્હારૂં કહ્યું કેમ આજ એ માનતો નથી ? શું લક્ષ્મણ કંઇ કહે છે ? હા એ તો એ જ ! (નેપથ્યમાં)

( સોરઠો )

"સતીનો લંકાવાસ, અંકાયો આ લોકમાં :
સતીને દે વનવાસ, મુંઝાતા મહારાજ છ !"

સીતા : હા ! રઘુનન્દન ! ( મૂર્છા ખાય છે )

લક્ષ્મણજી : (જનાંતિક) સંસાર ! સંસાર ! ત્હારી ગતિ અલૌકિક અને અજબ જ રહેવાની કે ? ભાઇ અને ભગિની કરતાં જેને વધારે

પૂજ્ય ભાભી : તે હું આજ સચેત છતાં શું કરવા બેઠો છું? કેવો તીવ્ર ન્યાય? છતાં કેવો કર્મવિપાક?

જન્મભૂમિ અને જનની કરતાં વિશેષ વત્સલ વસેલી મ્હારી જાનકી મૈયા! ત્હારો લક્ષ્મણ–પ્હેલાંના વનવાસનો ત્હારો પુત્ર સમો લક્ષ્મણ! ત્હારી માનીતી–ઊર્મિલાથી ઉજમાળો લક્ષ્મણ : અત્યારે ત્હારૂં જ અનિષ્ટ સાધે છે. તે, મૈયા! તું જ્યારે જોઈશ ને જાણીશ ત્યારે ત્હારૂં વત્સલ હૃદય ફાટી જશે. અરેરે! તેને હવે કોણ પંપાળશે? મહારાજ રામ! સતીની સેવામાં ઊર્મિલાને તો રહેવા દેવી હતી! વનવાસમાં તમારૂં કોણ? એટલો વિચાર કરવો એને પણ પ્રેમ માનો છો કે? પ્રજાજનો! કયાં જશે એ મૈયા? કયાંક ગંગામાં જઈ પડશે તો? ના, ના, સતી સુજ્ઞ છે. તેથી પાસેના તપોવનમાં જશે ને ત્યાં ભગવાન વાલ્મીકિને શરણે તે વિરમશે. હા! દેવી સીતા! રામાજ્ઞા વિના મ્હારાથી તપોવનમાં કેમ જવાય? તેમ શું મ્હોં લઈને હું અયોધ્યે પણ હવે પાછો જાઉં? સતીના ત્યાગમાં સહાયભૂત થયેલ પાતકી લક્ષ્મણના સ્મરણ માત્રથી સંતજનો કંપશે, તો મુખ તો કોણ જ જોશે? નરાધમ લક્ષ્મણની છાયા માત્રથી નિર્દોષ વનચરો બ્હીયે છેઃ તો બસ : હવે અહીંથી પરબાર્યો મહારાજની જ સેવામાં, મનાઈ છતાં જઈશ ને સર્વ નિવેદન કરી પેલા કંથાધારણ દેવવ્રતની સંમતિ મેળવીશ. ને પછી હું ને મ્હારી સાધ્વી સૌભાગ્યવતી ઊર્મિલા કુમકુમ મંગલથી સતીસેવાનું દેવવ્રત આચરીશું.

અરેરે! પણ મહારાજનું ઉગ્ર તપ તો પરાકાષ્ટાએ પહોંચશે. તે કેમ જોયું જશે? મહારાજ! મહારાજ! મ્હારાં સતી મૈયાએ સમજાવેલો રાજયોગ આમ જ આપણે દુઃખશોક આચરવાનો કે? જગન્મંગલકરી મૈયા જાનકી! ત્હારા ચરણસ્પર્શથી પાવન થઈને, ત્હારી ચરણરજ ચાલ લઈ જાઉં ને તે સ્મરણશેષમાં મહારાજનો સીતામય સંસાર લક્ષ્ય કરી દેવી ઊર્મિલાની સાથે જ સમાઉં! હા! મૈયા જાનકી! હું સતી મૈયાને એટલે દૂર તો લાવ્યો છું કે જ્યાંથી તપોવનના આશ્રમો

જોઈ શકાય છે. ને તેથી સતી મૈયાની તેટલા પૂરતી સલામતી વિશે તો કૈંક અંશે બેફીકર થઇ શકાય. અરે ! પણ તેથી શું લક્ષ્મણ કાંઇ નિષ્કલંક રહી શકશે ખરો ? તેને કપાળે તો સતીમાનઘાતકની કાળી ટીલી ચોંટી તે ચોંટી રહી ! હા ! દૈવ ! (દૂર ખસી જાય છે)

સીતાજી : (મૂર્છા વળતાં)

[ ગઝલ ]

આ શું અજબ ! હા ! દૈવ ! આફત આ ન સમજાતી !
ગેબી ગજબ ઘાની, સહી, પીડા નથી જાતી !
કહોમાં કથા જે કારમી માની નથી જાતી !
સાચી છતાં જે સાંભળી હા ! હા ! નથી જાતી !
દારૂણ દુઃખની વેદના રોઇ નથી જાતી !
આવી તવાઇ આજની જોઇ નથી જાતી !

(સ્વસ્થ થતાં થતાં) વત્સ લક્ષ્મણ ! આમ તો આવ, બાપુ ! એમ શું કરે છે ? પ્હેલાંના વનવાસમાં જેને તેં માતાસમાન સેવી છે તેની દયા તો લાવ. બાપુ ! અરેરે ! મ્હારી ઊર્મિલાનું શું થશે ? હાય ! હતભાગી સીતા ! પવિત્ર રઘુવંશના પવિત્ર રાઘવને પરણીને તો તેં કલંક લગાડયું !

સીતાજી : અરે ! પણ મ્હારા રામનું હવે કોણ? મ્હારા રામ ! આપણો સ્થિતિભેદ સમજીને જ શાંતિથી છેવટનો નિર્ણય આમ સ્વીકારૂં છું. તો પણ તમારા ચીરાઈ જતા હૈયાનું હાર્દ સાંભરતાં સોસાઈ જાઉં છું.

કુલ દેવતા ! મ્હારા ત્ર્યંબકબાણ રામની સંભાળ લેજો ! લોકોનું ભલું કરવા માટે પોતાની જીવસમાન વ્હાલી વસ્તુનો તેમણે ત્યાગ કર્યો છે. એવા મ્હારા રામનું હવે કોઈ જ નથી ! અરેરે ! એનાં છાનાં આંસુ હવે કોણ લ્હોશે ? મ્હારા રામ ! શું આપણું હવે કોઈ જ નહિ કે ? એક બીજાનાં પણ આપણે તો નહિં જ કે ? હા ! રામ ! બહુ મુંઝાઉં છું: શું કરૂં ? કયાં જાઉં ? રામવિનાની બળીઝળી સીતા !

ત્હારા લીલાભર્યાં ગર્ભાંકિત બાળકનું પ્રભુ રક્ષણ કરજો ! હે ગંગે ! હા ! રામ ! દેવી ભાગીરથી ! મને હવે સ્નાનથી પવિત્ર કરી સ્હોડમાં સમાવી હૃદયને શીતળ કરજો કે જેથી મ્હારા રામના નામનો મંગલજપ કર્યાં જ કરૂં. મને કાંઈ જ સૂઝતું નથી ! ધ્રૂજું છું : હા ! મ્હારા રામ !

[ ગીત ]

આરામે, પ્રિય ! રહેજો: રામરામ : વ્હાલા !
કઠિન રાજ, કોમળ હૈયાના,
તનહા ડૂબાવાના !

કુળદેવા ! એને સહુ સ્હાળે !
ઊંડાં રે દુઃખડાં ઉવળશે :
આંસુ ગંગા ઝરશે :

એવાં દુઃખિયાંને, રામ ! સ્હાંળે !
ગુણહીન રંક વસેલી દાસી—
રામ વિના વનવાસી :
ગંગે ! લ્યો અંકે : રામ ! સ્હાળે !

( સીતાજી ગંગાજીમાં પડી જાય છે )

(પ્રથમાંક સમાપ્ત.)

# સીતાયન નાટક.

## બીજો અંક : પ્રથમ પ્રવેશ.

### ( રાજયોગી જનકવિદેહીનો અશોક શોક. )

**સ્થળ :—મિથિલાનગરીમાં મહારાજા જનકવિદેહીનો રાજમહેલ.**

**પાત્ર :—જનકરાજને મહારાણી સુનયના—અને ઇન્દિરા.**

જનકરાજ :—મહારાણીજી ! હવે તો આનંદમાં રહો ! હમણાં જ આપણે સીતાને સંપૂર્ણ સુખમાં નજરોનજર જોઇ આવ્યાં છિયે; વળી ત્યાંનું આખું રાજકુટુમ્બ પણ ભગવતી શાંતાને ત્યાં ગયું છે.

મહારાણીજી :—વિદેહરાજ ! ખરૂં છે કે મ્હારી સીતા હેઠો શ્વાસ મૂકીને હવે નીરાંતે રહેતી હશે. ને સૌ વાતે સારૂ જ થયું છે. એવા વિશેષ મંગળ સમાચાર પણ આવ્યા કરે છે. પણ મેં આપને કહ્યું તેમ ગઇ કાલનું રાતનું મ્હારૂં સ્વપ્ન મને આજ બહુ જ બ્હીવરાવે છે.

જનકરાજ :—મહારાણીજી ! આવા મોહશોક તો મુગ્ધજનોને ઘટે. મ્હારાં કલ્યાણિની દેવી ! માટે શાંત થાવ. જુઓ, આ ઇન્દિરા આવી ! કેમ ઇન્દિરા !

( ઇન્દિરા સીતાની બાલસખી આવે છે )

ઇન્દિરા:—બાપુ ! અયોધ્યાથી દેવી સીતાજીનો દૂત આવેલ છે. તે મહારાજને તથા મહારાણીને ખુશખબર આપે છે કે સીતાદેવીને મંગળદહાડા દરમીયાન મહીયરનિવાસે અહીં પધારવાનો વિચાર છે.

જનકરાજઃ– વાહ પ્રભુ ! બહુ જ સારા સમાચાર ! લ્યો, મહારાણીજી ! ઇન્દિરાને તો હવે આપો વધામણીનાં રૂડાં વાનાં. કેમ, ઇન્દિરા ! ત્હારે તો કંઇ નવીન સંગીતવાદ્ય જોઈશે. ખરૂં કે ?

ઇન્દિરા;– હાસ્તો ; બાપુ ! હું તો હવે લઇશઃ

મનમાન્યાં ને મ્હોંયે માગ્યાં :
માજીને બાપુનાં આપ્યાં !

સુનયના મહારાણીઃ વિદેહરાજ ! અરેરે ! પણ ઉપરાઉપરી આવા ખુશખબર મળે છે, તેથી તો હું વિશેષ બીહું છું હો ! મને હજી એ બધું પણ સાચું જ વસતું નથી. ભલે, ઇન્દિરા મનગમતું માગી લે.

ઇન્દિરાઃ– માજીરાજબા ! મને આજ રજા અપાવો તો કોકિલકુંજમાં એકલી જઇને ખૂબ ટહૂકું !

જનકરાજઃ– ભલે, ઇન્દિરા ! જા, તને આજ છૂટ્ટી છે. પણ પહેલાં તો સાટે અહીં જ તેમ ટહૂકી બતાવ ને પછી ત્હારૂં સંગીતનૃત્ય પણ ચલાવ. તેથી મહારાણીજીને સાંત્વન મળે ને આનંદ વર્ષે.

મહારાણીજીઃ– બેટા ઇન્દિરા ! ભલે, તેમ જ કર.

ઇન્દિરા : ( ગાય છે ને નાચે છે )

[ ગીત ]

કાળુડી કોયલડી ! બોલ : ટહૂક ! આંબાવનના પંડ્યા બોલ : ટહૂક !
ઝુકી રહ્યાં જ્યાં ઝુંડ અમોલ : ટહૂક ! રેલવ પડધા, રહી અલોપ ! ટહૂક !
સાંભળજે, પરદેશી બ્હેન ! ટહૂક ! પીયરના પડછંદ, અનેમ ! ટહૂક !
કરજે હૈયાં હળવાં : બ્હેન ! ટહૂક ! સાસરિયે સરજે, સુખ ચેન : ટહૂક !

પણ માજીરાજબા ! બીજું પણ મ્હારે માગવાનું છે કે : સીતાજીને તેડવા મને જ અયોધ્યે મોકલવી; કેમકે તમે મને ત્યારે પણ તેમની પાસે લઇ ગયાં નહોતાં. વળી અહીં આવ્યા બાદ, તમે મ્હોં જોઇ લેશો ને પછી પણ તેમને અયોધ્યે મૂકવાને પણ હું જ જઇશ ને હવે તો સીતાજીની પાસે જ રહીશ.

મહારાણીજી : ભલે, બેટા, ભલે, તેમ જ કરજે પણ હમણાં તો ત્હારૂં પેલું સંગીત નૃત્ય પણ ચલાવ, એટલે અમને વિશેષ આનન્દ શાંતિ વળે! (સ્વગત) અરેરે! આ નમાઇ બાલકીને થોડી જ ખબર છે કે એની મા મ્હારી સીતાની બચપણની બ્હેનપણી હતી ને સીતાની ઇચ્છાથી જ મેં તેને ઉછેરી છે.

ઇન્દિરા : (ગાય છે ને નાચે છે)

[ ગીત ]

ડગમગ ડોલે સ્વજનના પ્રાણ:
તનમન મોહે: એવી મળની લ્હાણ!
આંખડલીનાં આંજણાં પ્રિયજન રાચે:
વ્હાલાં લગાડે પરસ્પર પ્રાણ:
હાથને હિંડોળે દંપતી ઝુલાવે:
થનગન નાચે બાળકડાં પ્રાણ!

(નેપથ્યમાં–આકાશમાર્ગે જતા કોઇ દીનવત્સલ દેવજનનો નાદ.)

[ ગીત ]

જનકવિદેહી!

પરદુ:ખભંજન, પ્રિયજન રંજન, રાચે ખૂબી દેવી!
જાનકીનો લંકાવાસ,
લોક નિન્દે રામપાસ:
પરમય રઘુનન્દન તરછોડે: ઝુરે વને દેવી!

મહારાણીજી : કોણ? કોણ, મ્હારી સીતા? સીતા! તું વનમાં ઝુરે છે શું? શું લંકાવાસથી મ્હારી સીતા વળી અંકાઇ? દુ:ખ-ઝાળમાં હોમાયલી બળીને ઉભી સળગી જતી–મ્હારી ઓછપની સીતા! મ્હારી પુત્રી! તને હૈયામાં ઘાલી હવે કોણ છાની રાખશે? હાય! સીતા! તારા મધુરા નમણા મોંના કાલાઘેલા બોલ હવે હું ક્યાં સાંભળીશ? અમારી સ્હામું સહજ જોતાં પણ ઓછું ઓછું કોણ થશે? ને આનંદથી ઉભરાઇ જતી આંખલડીમાં નીર કોણ ભરશે? મ્હારી સીતા! (ઢળી પડે છે)

જનકરાજ : અરે ! પણ આ શો ગજબ ? રઘુનન્દન ! તમે ઉઠીને આ શું કર્યું ? તરૂણ રાઘવ ! મ્હારી સીતાને તમે ન જ સમજી શકયા કે ? મહારાણીજી ! ઊઠો ! આમ શું કરો છો ? ધીરજ ધરો.

રાણીજી : વિદેહરાજ ! આપણી સીતાનાં દારૂણ દુ:ખડાંનો મોહ આપ જેવા તત્વજ્ઞાનીને થયો તો હું તો આપની અનુચારિણી ! મહારાજ ! દુભાયલ દીકરીનાં દુ:ખીયારાં માબાપને તો જોવું ને રોવું જ સર્જેલું છે. રઘુરાજ ! આમ ન્હોતું જાણ્યું હો ! ભરોંસે જ ભૂલાવ્યાં કે ? મ્હારી રાંકડી સીતા સૌ જેવી રાજસી પણ નથી જ હો ! અરેરે ! માબાપને પાવન કરનારી દૈવી પુત્રીને કુલવધૂ તરીકે સ્વીકારીને આમ છેહ દેવાય કે ?

અરેરે ! ભગવતી અરૂંધતીને રાજમાતા કૌશલ્યા ! તમે બેંદ, પણ, આમ થઇ શકયું કે ? અમે તો તમને જ જોયાં છે હો ! આમ છેહ દેવાય કે ? શાંતા સમાન ગણેલી રાજવધૂનું, અરે રે ! જરીક તો દોહ્યલું જાણવું હતું ?

વિદેહરાજની વિભૂતિ જેવી વૈદેહીને ધગધગતા અંગારામાં ચલવીને સીતાને પાવન થયેલી માનનાર બાલરાઘવ ! તમારો એ લૌકિક અગ્નિ તો મ્હારી સીતાના પવિત્ર આત્મૌજસ્‌ના ધૂમ્ર સમાન હો ! હાય ! મ્હારી સીતા ! (મૂર્છા ખાય છે]

ઇન્દિરા : માજી, માજી, તમને શું થાય છે ? બોલો ને, બાપુ ! માજીને બોલાવોને ! માજી કાં બોલતાં નથી ? વાદળમાં ગાતું ગાતું એ કોણુ ઉડી ગયું ? એણે જ માજીને દુ:ખ દીધું કે ? દેવગીત આમ દુ:ખ દેતાં હશે શું ?

જનકરાજ : ના, હો, બેટા ! એ તો કોઇ સંતદેવજને આપણી એમ સંભાળ લીધી. દેવગીત તો દીનજનોનું શરણ ને દયાનું આભરણ !

રોમાં, આમ આવ બેટા ! અરે રે ! બન્ને મુંઝાઇ ગયાં છે. અજબ સંસાર !

[ ગઝલ ]

જગતની જીંદગીના હાવ, જુજવી જાતના છે !
ઘડી હસવું : ઘડી રડવું : ખુબી એ ખલકમાં છે !

( સાખી )

ઝગમગતાં હે ઝાંઝવા, વસુન્ધરાનાં રત્ન !
તારલિયાનાં તેડલાં, શિખવે સુન્દર સત્ય !

(ગઝલ)

દિલે કંઈ ખ્યાલ ખોટા તો સુઝે સુખદુ:ખના છે !
અજબરંગી હયાતીમાં મજા કેવી અહા ! એ !

( સાખી )

અલખ ધુતારી "આજ," એ, નાજુક નખરાં ખોર !
નચવે એવીને જ નર, નટવર, નવલ કિશોર !

( ગઝલ )

મચે કલ્લોલ જ્યાં હમેશ લીલા લ્હેર જામે :
ઉંડા આનન્દનો ગેબી અનુભવ ફક્ત ત્યાં છે !

( સાખી )

ક્રમે સફળ કરતાં જીવન, પ્રવાસ થાય પસાર :
આંસુડાંની આપલે સરલ કરે સંસાર !

( ગઝલ )

જગતની જીંદગીના હાવ, જુજવી જાતના છે !
ઘડી રોવું : ઘડી હસવું : ખૂબી એ ખલકમાં છે !

બેટા સીતા ! સત્યજ્યોતિર્મયી મારી લાડકી સીતા ! અનેક બ્રહ્માંડો જેમાં નાચી રહ્યાં છે એવા તારા રામમય હૃદયનો આત્મ-ઉજાસ, તરૂણ રાઘવ વધાવી ન જ શક્યા : તે, સંસારના ઘાડા અનુભવ અને બારીક અવલોકનને પણ ભૂલાવી દેનાર લોકપ્રિયતાના મુગ્ધ મોહને લીધે તો નહિ હોય શું? નહિંતર, લોકમય રાજમંદિરમાં મ્હેલી લો તું પૂજા ને તને પૂજે ત્હારો રામ ને લોકતો ગજાવે તેનું વિજયમંગલ !

અગર તો પ્રજા જ ભોળી ભરમાયેલી હોવી જોઇયે કે જે દુઃખે ઘડાયેલ રામને પોતાની મનસ્વી મુરલિપર નચાવે છે. ગમે તેમ પણ મ્હારી સીતાને તો જન્મારાનું સીઝાવાનું જ રહ્યું ! શું ત્યારે એવી પ્રજાને ને તેના પાલકને મ્હારે જ સમઝાવવાનાં રહ્યાં ? બસ : ત્યારે તો–( ઉશ્કેરાઇને )

અરે ! આ હું શું કરવા જતો હતો ? ભગવાન વસિષ્ઠજી ! તમારા ફક્ત પવિત્ર નામ સ્મરણે જ મને રાજ યોગના પ્રકૃત અતિધર્મમાંથી ઉગાર્યો છે. તો મ્હારી સીતાને પણ ઉગારજો ! હા ! સીતા !

હા ! મ્હારી માંડમાંડથી બાળકી ! તારા વિના હવે તો મહારાણીજી પણ ભાગ્યે જ જીવી શકશે !

તારા જેવી સાધ્વીના સંજીવન માટે આટલી બધી આસક્તિ વિદેહને પણ રહે એ જ તારી સહૃદયતાની ઉત્કૃષ્ટતા સૂચવે છે. સુભગવતી સીતા ! અહા ! કેવી પરોક્ષ દીક્ષા ! ઉંડા વિરાગની કંથામાં ગાઢ પ્રેમના પ્રાણાયામ, હવે તો તું તપોવનમાં જ સિદ્ધ કરવાની કે ! હા ! સીતા ! (મન ભરાય છે)

મહારાણીજી : (સ્વસ્થ થતાં) વિદેહરાજ ! વિદેહરાજ ! આમ શું ?

હું સમજી છું કે સંસારનો શ્રેયધર્મ સુખદુઃખનાં આંસુ સારવામાં પણ સમાયો છે. જે થાય તે જોવું ને જીરવવું જ રહ્યું, પણ, મહારાજાજી ! કંઇ એક કહું તે કરશો કે ?

ગમે ત્યાંથી ગોતીને પણ મ્હારી સીતાને ટાઢક વાળવા માટે એક વાર ઇન્દિરાને તો તેની પાસે ઝટપટ મોકલી દો. સીતાની મૂળથી જ ઇચ્છા એવી હતી કે પછી તેને પોતા પાસે રાખવી. તેના પિતા આપણા રાજગુરૂ ના નહિ જ પાડે. બેટા ઇન્દિરા ! તું સીતા બ્હેન પાસે–એણે–વિદેહરાજ ! પછી આપણે : સીતા–હા ! સીતા–હા !

(બેભાન થાય છે)

ઇન્દિરા : કેમ, માજી ! શું કહો છો ? વળી બોલતાં બંધ કેમ થઇ ગયાં ?

બાપુ ! માજી આજ આમ કેમ કરે છે? ભલે, સીતાબ્હેન પાસે હું અયોધ્યે જઇશ. સીતા બ્હેનને શું થયુ છે? બાપુ !

જનકરાજ : ઇન્દિરા ! કંઇ નહિ, હમણાં તો ચાલો મહારાણીજીને એકદમ અંદર લઈ જઇયે. પછી તું પેલા અયોધ્યાના દૂતને બોલાવી લાવજે હો ! મહારાણીજી ! ચાલો, અંદર જઇયે. સ્વસ્થ થાઓ. ધીરજ ધરો. જુઓ, ઇન્દિરા રડે છે.

મહારાણીજી : સીતા ! સીતા ! મ્હારી અબોલ બાળકી ! મુંગા મારે મરી જતી મારી સોસાતી દુભાતી દીકરી ! હા ! સીતા ! જનકરાજ ! ચાલો, સીતા પાસે !

(બેભાન ને લવતાં મહારાણીજીને અંદર લઈ જાય છે)

જનકરાજ : મહારાણીજી ! ચાલો. સ્વસ્થ થાઓ. (સ્વગત)

હાય ! સીતાને હવે તો કયાંથી જ મળાય ? કોણુ જાણે કયાંય ઝૂરી મરતી હશે ! હા ! સીતા ! સીતા !...

(બન્ને જાય છે)

ઇન્દિરા : (જતાં જતાં.)

[ ગીત ]

અરે ! ક્યાંયે જોયા ન માના અબોલા !
થવાના અમારા નમાયાંના રોળા !
મીઠી માવડલી વિના, દુ:ખી દીકરી દુભાય :
સુનાં પીયરં ને સાસરાં : સુનો સકળ સંસાર !
અરે ! હાય ! હૈયે વળે ગેબી ગોળા !

[રોતી રોતી જાય છે]

# અંક બીજો—પ્રવેશ બીજો.

## ( રામચંદ્રજીનાં લોકાસંધાન )

સ્થળ : અયોધ્યાનો રાજમાર્ગ.

પાત્ર : લોકમહાજન : રામચંદ્રજી : મન્થરા : દેવમુખ.

[ ગીત ]

લોકો :

જરા, સબૂર ! સબૂર ! આવો : ભેળા થાઓ ; ભાઇ !
રામધણીની વસ્તી—
લેખાશે નહિ એ સસ્તી :
મચાવી મૂકો મસ્તી !
તડતડ તડાક : અહોહો ! ફડફડ ફડાક : અહોહો !

નગરશેઠ :

જાઓ, શું છે ખાલીપીલી ?
આવી રાખો શું બહીલી ?

લોકો :

ના, ના, ક્યરાશું ન કર—ભારે :
ભાર ભરવના નહિ આ વારે !

નગરશેઠ :

દૂર થાવ !

લોકો :

શૂર થાવ !
ના ગુલામ તો અમે !

નગરશેઠ : પણ, તમને બધાને આ ભૂત ભરાવ્યું છે કોણે ? સરવૈયામાં ભૂલ છે ભૂલ ! જૂઓ તો ખરા ! એંહ ! સમજે નહિ કાંઈ ને એક મારૂં ઊંહું ! વાત જાણી કે વાતને ખાધી ! જરાક તોલ તો કરો ! એકવાર, તો, ભીંત જ ભૂલતા'તા એ બધું ભૂલી જ ગયા કે ? વસ્તીને વાત જ સસ્તી ! રામરાજ્ય તો સ્વર્ગમાં પણ નથી. તો એ અક્કલના ઓથમીરો ! દેખી પાખીને કૂવામાં કાં પડો છો ? આપણાં સઉનાં સાચાં માબાપ તો સીતારામ જ છે: તેનું આમ અવળું બોલો છો કે ? જાઓ, સઉ ઘરભેળા થાવ !

મજૂરઃ પણ માજન માબાપ ! આ અમારી રોજીના સમ છે, જો હું ખોટું બોલતો હોઉં તો ! માબાપ ! વધુ કરભારથી જાણજો કે અમે તો મરી ગયા ! બાકી તો ધણી છો. મજૂરને તો રોટી હજૂર !

કારીગર :– આ અમારો ધંધો યે પડી ભાંગશે અને અમે વધૂ વેરાથી ધૂળ ભેગા થઇ જઇશું. જાણો છો ના ? કારીગરનું હુન્નર ઘર !

ખેડુત : માજન માવતર ! આ બધાયે કહીએ છીએ તો હવે તો મહારાજાજીં પાસે જાઓ : આ, તો, જીવી શકશું. નીકર નીત નવા વજે ભારથી તો મરી જ જઈશું. સમજ્યાને ! આ અમારૂં ખેડુતનું તો ઉંચે પડાળ કહેવાય !

વેપારી : વણિકરાજ ! હવે તો તમારા માન્યામાં આવતુ હશે. અફવા સાવ ખોટી નથી. માટે ચાલો ભરતજીયે વધારેલા કરભારથી કચરાઈયે તે પહેલાં આજે મહારાજાજી બ્હારગામ પધારે તેટલામાં રૂબરૂમાં અરજ કરી આવીએ. કાં તો મહારાજાજી આ રસ્તેથી જ હમણાં પધારશે માટે આમ પધારો, એમના દીદાર કરીએ.

બ્રાહ્મણઃ– ભલા એ ! પણ, ઉભા તો રહો. આ સઉનું પછી પણ પ્હેલાં મ્હારા લાડુલાલનું કરજો હો ! જો જો ! ક્યાંક લાડુ ઉપર વેરો પડે નહિ. હા !

### ગીત

આ ભૂખડા ભર છે ચાડડા,
લાડુડાના ખૂબ ખવૈયા !
લાડુ મારો લાડકડો ને
હું લાડુનો લાલ :
બનું બંકડો : ખાઉં ઠેકડો :
લાડુ મળે જો હાલ !

(નેપથ્યે : "જયરઘુવીર")

નગરશેઠઃ– ભલે ગોળમટોળ મહારાજ ! તમારૂં યે થઇ રહેશે રૂંકું ! પણ આમ આવો, જુઓ, કાં તો મહારાજાજીની સ્વારી આ રસ્તે જ પધારે છે. (રામચન્દ્રજીની સ્વારી નીકળે છે)

બધા લોકો (સાથે) મહારાજાજીનો જય હો ! રાજારામની વસ્તીની કૈં અરજ છે !

રામચંદ્રજી : અહો ! પ્રજાજનો ! હજી વળી તમારી શી ઇચ્છા છે ? ખુશીથી બોલો !

નગરશેઠ : મહારાજાજી ! વસ્તીમાં અફવા ઊડી છે કે : મહારાજાજીએ જ ઓછા કરેલા કર વધારવા માટે યુવરાજજી ભરતરાજ આપની સંમતિ માગવાના છે ને તેથી લોકો ગભરાય છે.

રામચન્દ્રજી : મ્હારી લાડઘેલી મહાપ્રજા ! તમારાં સુખશાંતિ જાળવવાને તથા વધારવાને માટે જ હું જન્મ્યો છું. ને તેથી તમારૂં ને રાજ્યનું હિત સચવાશે તેમ જ યુવરાજ ભરતજી પુનર્વ્યવસ્થા કરવા ધારે છે. માટે જરા પણ વિશેષ ફીકર ન કરો. બધી વાતમાં તમારાં લાડ જ પાળું તો પછી રાજકાર્યભાર વ્યવસ્થા કેમ જ થઇ શકે ? માટે ભરતજી ઉપર સંપૂર્ણ ભરોસો રાખો.

નગરજનો : જેવી મહારાજાજીની આજ્ઞા ! જોયું કે, નગરજનો ! પ્રજાવાત્સલ્ય તે આનું જ નામ !

છડીદાર : જય રઘુવીર ! જય રઘુવીર ! (સર્વે જાય છે)

દેવમુખ : અરે! વસ્તી તો રાજારામની પણ નથી. આ જોજો! ઉદાર દિલના મહારાજાજીને એ કેવી હેરાન કરે છે તે!

કોણ જાણે કોણે ય લોકોને આમ ખોટા ભરમાવ્યા છે. પણ હવે તો અઢારભાર કર પૂરી રીતે જ નંખાય તો જ તેમની આંખડીઓ ઉઘડે! મહારાજાજીની ગેરહાજરીમાં પણ, ઘટાડેલા કર, મહારાજાજીએ ગાદીએ આવ્યા બાદ વધારે ઘટાડયા હતા. તે હવે તેમના જ સાર્વજનિક હિત ખાતર સહેજ વધારવા હજી તો યુવરાજજી ભરતજી તજવીજ કરે છે ત્યાં તો રાજકાજની છૂપી વાત પણ ફૂટી: પણ ક્યાંથી?—અરે! પણ પેલું કોણ? એ તો પેલી ધુંધવાતી મેલી મન્થરા! તે આજ આમ કેમ અને અહીં ક્યાંથી? વળી સંતાતી છુપાતી કેમ આવે છે? ચાલ, જોઉં તો ખરો!

(દેવમુખ બાજુએ છૂપાય છે)

મન્થરા : (છાની છુપાતી આવીને) આઃ તાલ તો બરાબરનો જામ્યો. લોકોને પણ હવે તો ખૂબ ઉશ્કેર્યાં છે. ને બધું કામ બેવડે દોરે થતું આવે છે. છૂપીને મેં સઘળું સાંભળ્યું. કરભાર તો વધશે જ ને અંતે તો મહારાજાજી ને ભરતજી વગોવાશે ને તેથી થશે જોયા જેવી! રાજારામ! હવે તમારા વારા! જાણજો કે એ તો હું—આ—મન્થરા!

**લે લે રે કેવી સળગાવી હોળી જોવા જેવી!**
**હોમી સીતા! હોમું રામને! કેમ મન્થરા કેવી!**

[ગીત]

હવે રહી એ રાજવીની વાત!
મ્હાત કરૂં પડું પછાત જેની:
ચેત, રામ! ખરેખાત!
મૂકે શું મન્થરા નીડર ડસીલી?
ના, ના, નહિ હું હારૂં: શાને વધુ વિચારૂં?
સીતાને રામ સતાવું: મારીને મનડું ઠારૂં!
ના કોઈમાં અહીં તો વિસાત!

(જાય છે)

દેવમુખ : (ચાસન) હં : લૂચ્ચીને આજ પકડી છે. મને વ્હેમ તો ક્યારનો પડેલો. પેલા બ્રાહ્મણના દીકરાને પણ તેં જ મારી નાંખેલો ! ને વસ્તીનો, અકાળ મોતનો, શંબૂક નામના શૂદ્ર તાપસીના વ્હેમનો પોકાર તેં જ ઉઠાવ્યો છે. ઓછામાંપૂરી રાવણની છબી કોણ જાણે ક્યાંથી ચીતરાવી સતી સીતાજીના અવાસમાં સંતાડનારી પણ તું જ છે. અલી ! તું તો બહુરંગી બલા ! અરે ! પણ સીતાદેવીના ને મહારાજાજીના આવા હાલહવાલ કરવા વાળી તું તે કોણ મગતરૂં ? આં : મેલી મન્થરા ! હવે તો જોઈ લેજે તું આ દેવમુખના ડંકા !

( જાય છે. )

## બીજો અંક : પ્રવેશ ત્રીજો.

( ઋષ્યશૃંગાશ્રમે સીતાવનવાસનો સંદેશ )

સ્થળ : શાંતિ ભુવન.

પાત્ર : શાંતા, ઋષ્યશૃંગ, કૌશલ્યા, અરૂંધતી, વસિષ્ઠ, યજ્ઞસમારંભ.

શાંતા :

[ ગીત ]

ભલે, આવ્યાં અંબારભર્યાં મીઠાં મીજમાન :
મીઠાં મીજમાન ! મળ્યાં મોંઘેરાં માન :
દિવ્યઅંશી દંપતીને ઊંચાં સન્માન :
ઊંચાં સન્માન અને પ્રીતિનાં પાન !
રાજવંશી રંકની આ કીધી મઢૂલી :
કીધી મઢૂલી પાવન પ્રસારી પ્રાણ !

ઋષ્યશૃંગ : અહો ! સતી ! અત્યારે તો બહુ જ આનંદમાં આવી ગયાં છો ને શું ? પણ યજ્ઞ પૂરો થશે પછી ?

શાંતા : પછી તો મ્હારે પણ રાજમાતાજીની સાથે જ ભગવાન વાલ્મીકિજીને આશ્રમે જવાનું છે એમ દેવે જ આજ્ઞા આપી છે ને ?

ઋષ્યશૃંગ : હા. હા. ખરૂં, ત્યારે તો હું જ ભૂલ્યો. પણ જો તમે પણ જશો તો આપણી આ મઢૂલીમાં પ્રાણ કોણ પ્રસારશે ?

શાંતા : (હસીને) દેવ ! એ તો થઇ રહેશે. પણ ભગવતી અરૂંધતી, ભગવાન વસિષ્ઠજી અને રાજમાતાજી કૌશલ્યાજી તો આ આવ્યાં ને યજ્ઞની પુર્ણાહૂતિની પણ તૈયારી થવા આવી છે. તો, ચાલો, તેમને યજ્ઞમંડપમાં પધરાવીએ.

ઋષ્યશૃંગ : જેવી દેવીની આજ્ઞા ! પણ, હા, ઠીક સાંભર્યું, અયોધ્યે મોકલેલો આપણો બીજો દૂત હમણાં જ આવ્યો છે. તે બધા ખબર લાવ્યો છે. તે હું તમને કહેવા જતો હતો ત્યાં તમને ગાતાં સાંભળ્યાં ને તે વાત હું ભૂલી ગયો. ચાલો, ત્યારે એ ખબર ગુરૂજનોને દઇએ.

અરે ! સતી ! દેવી સીતાજીનાં ને મહારાજાજી રાઘવરાજનાં દુઃખડાં યે અદ્ભુત જ હો ! અરેરે ! જે સીતા સતીનાં કુમકુમ પગલાંથી અયોધ્યાનાં અને મિથિલાનાં રાજાપ્રજાનો સંબંધ એક કુટુંબ જેવો જ બનેલો તે દેવી આજે કયાં ઝૂરતાં હશે ? સાંભળ્યું છે કે જનકરાજે વાનપ્રસ્થ સ્વીકાર્યું. હા ! પ્રભુ !

શાંતા : દેવ ! એ વાત જ્યારથી સાંભળી છે ત્યારનાં રાજમાતા નથી ખાતાપીતાં કે નિદ્રા લેતાં ! અરેરે ! અવળું તો અજબ જ ઉતર્યું. હો ! દેવ ! મ્હોટા મહારાજ દશરથરાજે તો સતી સીતાજીને પુત્રી સમાન જ ગણેલાં. ને રાજમાતાએ એકવાર તેની મુગ્ધ મનોરથભરી બાળક્રીડા જોઇને તો કાંઇ કાંઇ ઘેલાં કાઢેલાં અને તે વખતે રાજારામ મહારાજે ચારે વહુઆરૂઓને અને મને પણ બોલાવીને બધાં વચ્ચે રાજમાતાજી ઉપર શું રોળ પાડયા હતા કે બસ : અવધિ ! અરેરે ! એવા દિવસોનાં તો હવે સ્વપ્નાં જ સમજવાનાં ! આવાં લાડકવાયાં સીતાદેવીનું દારૂણ દુઃખ દેખીને આપણે મુંઝાઇ મરીએ છીએ, તો રાજમાતાજી કૌશલ્યાદેવી છળી પડે તેમાં શી નવાઇ ? ઘણું એ મન મનાવું

છું, પણ તેમને કળ વળતી જ નથી. દેવ ! ચાલો ત્યારે : પણ જુઓ, તેઓ તો સહુ આમ જ આ પધારે. (કૌશલ્યા, અરૂંધતી, વસિષ્ઠ પધારે છે.)

ઋષ્યશૃંગ ને શાંતા :– પૂજ્ય દેવજનો ! શાંતા ને ઋષ્યશૃંગ તમને નમે છે.

કૌશલ્યા–અરૂન્ધતી–વસિષ્ઠ : પવિત્ર દંપતી ! તમારો ધર્મ સહચાર ફૂળો અને ફાલો !

ઋષ્યશૃંગ :– રાજમાતાજી ! અયોધ્યે આપણો દૂત જઇ આવ્યો છે ને તે જણાવે છે કે :–મહારાજાજી શ્રી રામચન્દ્રજી માત્ર રાજકાજ માટે જ પધારે છે. બાકીનો સમય એકાંતે ગાળે છે.

કૌશલ્યા :–અરેરે ! ઘડપણમાં વાગેલા કારીઘા ફૂરહી રહીને ઉબળે છે. ક્યાંયથી મારા આયુષ્યનો છૂટકો પણ થતો જ નથી. અરેરે ! મારાં આળાં ભોળાં બાલૂડાં ! હું જીવતે પણ તમારી વળી આવી દશા મારે જોવાની ને રોવાની જ રહી કે શું ? હાય રે હાય ! મ્હારાં ઓછાં છોકરાંને જંપીને બેસવાનો વારો આવ્યો જ નહિ. બાલક રામ ! આ તો અતિ ધર્મ કહેવાય હો ! અરેરે ! વિદેહરાજ અને તેમનાં રાણીજીની આડું પણ કેમ જ હવે ઉતરી શકાશે ? સીતા ! મ્હારી લાડકડી સીતા ! ત્હારા જે રહોજે અમને સહુને અને ત્હારાં પવિત્ર માતાપિતા રાણીજીને તથા જનકરાજને ઉજળાં મ્હોઢાંવાળાંને ઉંચા જોયાં કર્યાં હતાં: તે હવે હું ક્યાં જોઇશ ?

હા ! સીતા ! (મૂર્છા ખાય છે)

શાંતા : માજી ! માજી ! હવે તો હૈયું ફાટી જાય છે હો ! આ બધું જોયું કે સાંભળ્યું પણ નથી જ જતું. માજી ! તમે જ મુંઝાશો તો પછી અમને છાનાં કોણ રાખશે ? માટે, જાગો ને ઉઠો !

ઋષ્યશૃંગ : રાજમાતાજી ! ધીરજ ધરો. વળી મહારાજાજી તો અશ્વમેધ યજ્ઞ કરે છે. અને–

શાંતા : પણ તેમાં તો મ્હારાં સીતાભાભીજી ધર્મસહચારિણી તરીકે જોઇએ ને ?

ઋષ્યશૃંગ : અને તેટલા જ માટે સતી સીતાજીની સુન્દર સુવર્ણ-મય મૂર્તિ પણ ઘડાવી છે ને તેની સેવામાં જ પોતાનો બધો બાકીનો વખત, મહારાજાજી ગાળે છે.

અરૂંધતી : અરેરે ! દુઃખીયારાં દંપતી ! અદ્‌ભુત પ્રેમ તો તમારો જ હો !

હા ! સીતા !

(દોહરો)

પરમય જીવન ગાળવા, કરવા પર કલ્યાણ,
જૂદાં સીતા રામમય, રહે સીતામય રામ !

ઋષ્યશૃંગ : વળી તે જાસુસ કહે છે કે: મહારાજાજી પોતે હમણાં દંડકવનમાં શંબૂક નામના શૂદ્ર તાપસીને યોગ્ય અધિકાર વિનાનું વ્યર્થ તપ કરવા માટે તેને શોધીને સજા કરવા ગયા છે. કેમકે વળી તેથી રાજારામનાં લાડકવાયાં લોકો વેમાયાં છે અને બન્યું છે પણ એવું કે: તે જ અરસામાં એક બ્રાહ્મણનું અકાળ મરણ પણ થઇ ગયું.

વસિષ્ઠ : મ્હારો તરૂણ રાઘવરાજ પ્રતાપી રઘુવંશના પ્રતાપને યોગ્ય જ રાજ્યકાર્ય તો કર્યા જ કરે છે :

(અનુષ્ટુપ)

સંસારી સંતના ધર્મે, સેવાને સ્નેહ સિંચવાં :
પોતાના પ્રેયને ભોગે, સર્વનાં શ્રેય સાધવાં !

શાંતા : માજીરાજબા ! ત્યારે રઘુવીર તો કદાચ આ તરફ પણ પધારે, કેમકે શંબૂક નામનો શૂદ્ર તાપસી કદાચ આ તરફ હોય.

કૌશલ્યા : બેટા ! તો પણ મ્હારાથી તો હવે સીતા વિનાના સોસાઇ જતા મ્હારા રામનું લેવાઇ ગયેલું મ્હોં જોયું જોવાય નહિ. મ્હારી સીતા વિના, મ્હારે તો હવે રામે નહિ, ને અયોધ્યાયે નહિ. હા ! સીતા !

અરૂંધતી : ખરૂં છે : રાજમાતાજી ! અને તેથી ઋષિરાજે આપણને બેને તો વાલ્મીકિ આશ્રમે જ જવાનું ઠરાવ્યું છે ને. સીતા વિનાની સૂની અયોધ્યામાં તો હું પણ નહિ જ જવાની ! બાકી તો મુનિરાજ હવે જેમ પાર ઉતારે તેમ ખરૂં.

કૌશલ્યા : હાસ્તો ! પૂજ્ય વસિષ્ઠજી વિના હવે કોણ પાછું ઘાટ ઘાલી શકે તેમ છે ? અરેરે ! પણ હવે તો આ જીવ્યું જતું નથી. મ્હારા રામ ! મ્હારી સીતા !

વસિષ્ઠજી : સુભગવતી અને રાજમાતાજી ! સુખદુઃખની પરંપરામાં માનુષી મોહની લીલા ભજવતાં પ્રભુનો કલ્યાણધર્મ કદી પણ આપણે ભૂલી જવાનો નથીસ્તો ! [જનાંતિક] સુભગવતી ! તમારી સૂચના સફળ થાય ત્યાંસુધી તમે ધારો છો તેમજ તમારે રાજમાતાજીની સેવામાં બન્ને સ્થળે રહીને તુર્ત લક્ષ્ય સાધવાનું છે : ખરૂં કે ?

અરૂંધતી : એમ જ ભગવન્ ! એમ જ.

( નેપથ્યમાં યજ્ઞની પૂર્ણાહૂતિનાદ ॐ સ્વાહા ! થાય છે. )

શાંતા : દેવજનો ! પધારિયે યજ્ઞદર્શનાર્થે મંડપમાં.

( સર્વે જાય છે )

## અંક બીજો : પ્રવેશ ચોથો :

સ્થળ : દંડકારણ્યે વાસંતીને આત્રેયીનો સમાગમ.
પાત્રઃ આત્રેયી, વાસંતી, ઇન્દિરા ને જનકરાજ.

આત્રેયી :

[ગીત]

અહોહો ! જીવનની બલિહારી
બલિહારી ! બલિહારી ! બલિહારી !
માત તાતની તૃપ્તિ અર્થે બન્યાં વનેચારી :
સ્વજનના સહી રહી ઘા કારી ! ઓહોહો !
વેલી ઝુરે તરૂ તનહા તમસે : પીડા ન કહેવાતી !
જગતની રોજ વણી એ ઘાટી ! ઓહોહો !

(નેપથ્યમાં : 'ભલે પધાર્યાં: તાપસી દેવી !')

આત્રેયી : અહો ! આતો સાક્ષાત વનદેવતા મ્હારો સત્કાર કરવાને પધાર્યાં ને શું ?

વનદેવતા : ચરણુ સેવક દાસી વાસંતી કયાં ભગવતીને નમે છે ?

આત્રેયી : આ રંક દાસીનું નામ આત્રેયી છે. અહો ! ત્યારે આપ શું જનસ્થાન દેવતા વાસંતી દેવી કે ? શું ત્યારે આ દંડકા કે ? અને પેલી રહી તેજ પંચવટી કે ? જય ગોદાવરી ગંગે ! અરેરે ! પણ, હા, સતી જાનકિ ! હા ! રામ ! આ તમારો બધો મનગમતો પ્રદેશ કૈં કૈં સંભારણાં જગાડે છે. હા ! પણુ આ કયાં ? ને એ હત ભાગી દંપતી કયાં ?લેણુદેવી ન જાગી તે ન જ જાગી.

વાસંતી : ભગવતી ! એ રાજદંપતી અભાગી કેમ ? વળી લેણુદેવી શી.? ભલ ! મને તે કઇજ ગમ પડતી નથી. શું વળી કંઇ અણધારી આફત એ રાજદંપતીને આવી પડી છે કે ?

આત્રેયી : વનદેવીજી ! શું કહું ? કહેતાં તો છાટી ફાટી જાય છે. સતી સીતાજી ઉપર લંકાવાસનું કલંક, આપણા જ લાડકવાયા લોકોએ ચડાવ્યું ને તેથી લોકપ્રિય મહારાજાજી રઘુરાયે, તેમને સગર્ભા છતાં વનમાં એકલાં મોકલી દીધાં. ત્યાંથી—

વાસંતી : (હબકીને) હેં ! હાય ! સીતા ! હા ! રઘુનંદન ! તમારાં તો હતભાગ્ય જ રહ્યાં કે ? હા ! સીતા ! (મૂર્છા ખાઇ છે)

આત્રેયી· (સાંત્વન કરતાં) વનદેવીજી ! શાંત થાઓ !

વાસંતી : (સ્વસ્થ થઇને) ભગવતી ! સીતાનું પછી શું થયું ?

આત્રેયી : જી, ભાગીરથીને તીરે આવીને સતી સીતાએ, નદીમાં દુ:ખશોકે બેભાન થવાથી ન્હાવા જતાં પંડતું મૂકયું. ને તેમાં તેમને બે પુત્રોનો સાથે પ્રસવ થયો, પણુ ભગવતી ગંગા અને પૃથ્વી માતાએ તેમને ઝીલી લીધ અને બન્ને પુત્રો સાથે ભગવાન વાલ્મીકિજીને આશ્રમે સતી સીતાજીને સોંપી આવ્યાં.

વાસંતીઃ પણ આ બધું તમે કયાંથી જાણ્યું ? ભગવતી !

આત્રેયી : વનદેવી ! હું પોતે પણ મ્હારા છેક બચપણથી ભગવાન વાલ્મીકિજીના આશ્રમમાંના બાલાલયમાં અભ્યાસ કરૂં છું. પરંતુ ભગવાન વાલ્મીકિજીએ જ્યારથી સતી સીતાજીના બન્ને રાજકુમારોને અમારી સાથે–ભણાવવા માંડયા છે, ત્યારથી હું તો તેઓની સાથે ભણવામાં પહોંચી જ શકતી નથી. કારણ કે :

(અનુષ્ટુપ)

સત્યનું સત્વ સિંચે, તે. પાત્રાપાત્ર ગણે નહિ :
સ્વાતિબિંદુ શુકિત, ઝીલે, ન ઝીલે, શંખલાં કદી !

એ કુમારો સાવ બાળક હતા ત્યારથી ભગવાન વાલ્મીકિજીએ તેમને ક્ષાત્રકુલ ઉચિત સર્વ સંસ્કાર આપી ઉછેરી પાળીપોષીને મ્હોટા કર્યા ત્યાંસુધીમાં કોઇ દિવસ એ બન્ને ચંચલ કુમારોની તરવરતી ચપલતાની હરીફાઈ હું કરી શકી નથી.

વાસંતી : શું એ રાજકુમારોની જનની દેવી સીતા થયાં છે કે ? ને–

શું ત્યારે હાલ તેઓ એટલા બધા મ્હોટા થઇ ગયા છે કે ?

આત્રેયી : વનદેવી ! તેમને અગ્યારમે વર્ષે ઉપનયન પણ આપ્યું છે.

ત્રણે વેદોનાં અધ્યયન સાથે ધનુર્વેદમાં એવા તો પ્રવીણ કરેલા છે કે ઇન્દ્રને પણ ધ્રૂજાવે. વળી હાલ તેઓ રામાયણ શીખે છે.

વાસંતી : એટલે ?

આત્રેયી : વનદેવી ! ભગવાન વાલ્મીકિજીએ, એકવાર ક્રૌંચ દંપતીનો શિકાર કરતા શિકારીને જોઈ શ્લોક રચેલા ત્યારે બ્રહ્માજ્ઞાથી, પોતે પછી, રઘુવીર રામચંદ્રજી અને સતી સીતાજીનું જીવનચરિત્ર રામાયણ નામે મહાકાવ્યમાં ઉતાર્યું છે. ને તે બન્ને કુમારો કુશ અને લવ ગાય છે. પણ તેઓને તે સંપૂર્ણ રીતે સમજાવવામાં નથી આવ્યું.

વાસંતીઃ– એમ કે ? ભગવતી ! ત્યારે તેમના નામ પણ કુશ

અને લવ: ખરૂં કે? પણ ત્યારે સીતાના રામ સંબંધથી બન્ને બાલ રાજકુમારોને શું અજાણ્યા જ રાખવામાં આવ્યા છે કે?

આત્રેયી:– જી. હા. વનદેવી! સતી સીતાજીને તેઓ પોતાનાં કેવળ ધાત્રી તરીકેજ ઓળખે છે.

વાસંતી:– અરેરે! સતી સીતાને તો ત્યારે અજબનાં જ ઊંડાં દુઃખ હો!

આત્રેયી:– એમ જ છે: દેવી! એ દુઃખ પણ જોયું જાય તેવું ન લાગવાથી મારે આમ આવતું રહેવું પડયું છે. ત્યારે વનદેવી! હું રજા લઇશ. ભગવાન અગસ્ત્ય ઋષિનો આશ્રમ આમ જ કે?

વાસંતી:– બસ: પધારશો જ કે? ભલે, ભગવતી! એમ જ પધારો.

(આત્રેયી જાય છે)

ચાલ, ત્યારે, સતી સીતાનાં દર્શને જ અહીંથી પરબારી હું જાઉં. અરે! પણ પેલી બાળકી ઉભી ઉભી રડે છે તે કોણ હશે? કેમ, બેટા! કેમ રડે છે? તું કોણ છે? આમ આવ, રોમાં.

(ઇન્દિરા પાસે આવે છે)

ઇન્દિરા: પગે લાગું છું, દેવી! હું જનકરાજની પુત્રી છું. વિદેહી મહારાજાજીને આપે કયાંય દીઠા છે કે? જાગી છું ત્યારની હું તેમને ગોતું છું, પણ જડતા નથી. દેવી! બાપુને ગોતી દ્યોને! (રડે છે)

વાસંતી: કોણ, બેટા! તું જનકરાજની પુત્રી કે? પણ તે તો સતી સીતા જ છે ને?

ઇન્દિરા: (બાલભાવે) હા, એ જ; દેવી! મ્હારે પણ સતી સીતા-બ્હેન પાસે જ અયોધ્યે જ જવું છે. એમ માજી રાજબાએ કહ્યું છે.

વાસંતી: હારાં માજી વળી કોણ? બેટા!

ઇન્દિરા: કાં? જનકરાજના મહારાણીજી નદીકાંઠે સૂતાં છે તે! (રડે છે)

વાસંતી: હેં! એમ કે? બેટા, રોમાં: આમ, આવ. તું ભૂલી પડી

જણાય છે. વિદેહરાજ તને જ શોધતા હશે. છાની રહી જા. (બાજુએ જોતાં) જો ! વિદેહરાજ પણ આ પધારે. (સ્વગત) અરેરે ! સતી સીતા અને મહારાણીજી વિનાના વિદેહરાજ કેવા ઝૂરે છે ? (પ્રકાશ) વિદેહ-રાજ ! વાસંતી નમે છે.

જનકરાજ : અરે કોણ ? વનદેવી વાસંતી ! નમન કરું છું : ભગવતી !

વાસંતી : વિદેહરાજ ! આમ કેમ ? ને ક્યાંથી ? ને આ કોણ છે ?

જનકરાજ : ભગવતી ! પ્રભુની જ એ દયા કે : તમને મળવું હતું ને અનાયાસે જ મળાયું, સૂની મિથિલાનો મોહવશ મહારાજ, સર્વસ્વ છોડીને હવે તો સદાને માટે તમારે શરણે આજ તપોવનવાસી થવા જ આવ્યો છે તો, મૈયા ! મોક્ષનાં મંત્રામૃત પાઇ ખોળે રાખશો કે ?

પરંતુ તે પહેલાં એટલી પ્રાર્થના છે કે : આ નમાઇ બાળકી ઇન્દિરાને દેવી સીતા પાસે વાલ્મીકિ આશ્રમે પહોંચાડજો. મ્હારાથી હમણાં તો સીતાનું મુખ જોયું ન જ જાય.

બેટા ઇન્દિરા ! હવે તું સીતાબ્હેન પાસેજ જજે હો ! ને મને સંભારીશ કે ?

ઇન્દિરા :—બાપુ ! તમે મ્હારી સાથે નહિં આવો શું ? ના, લે, હું તો તમારી સાથે જ રહીશ. બાપુ ! ચાલોને સીતાબ્હેન પાસે. સીતા બ્હેન નહિ જડે તો શું કરીશું ?

જનકરાજ : બેટા ! હાલ તો તું ભગવતી વાસંતી સાથે જ જા. જો કેવી ડાહી છે તું વળી ! સમજુ થઇને પોતાના બાપુનું કહ્યું ન માનિયે કે ? હું ત્હારી પાસે આવી જઇશ હો ! સીતાબ્હેન પાસે રમતાં મને ભૂલી નહિ જા કે ? ભગવતી વાસંતી ! ત્યારે આને સંભાળીને સોંપજો. ને હું હાલ તો તીર્થયાત્રાએ જવા રજા લઇશ.

વાસંતી :—સુખેથી પધારો વિદેહરાજ ! સાધુવ્રતના ઉચ્છ્વાસ ને નિઃશ્વાસમાં વિષમ વ્યવસ્થાની જે અખંડ શમતા વિદેહરાજ રચે તેના આદેશ સર્વત્ર ફળજો અને ફાલજો.

બેટા ઇન્દિરા ! ચાલો આપણે પણ જઇયે : (જનકરાજ જાય છે)

ઇન્દિરા : ના, દેવી ! હું તો બાપુ ભેળી જ જઇશ. બાપુ ! બાપુ ! ઉભા રહો ને, હું બહુ થાકી ગઇ છું હો ! મને તેડી જાઓ ને. બાપુ કાં બોલતા નથી ને વહ્યા જાય છે ? દેવી ! બાપુને બોલાવો ને. મ્હારે તેમની સાથે સીતાબેન પાસે જવું છે. બાપુ ક્યાં જતા રહ્યા ? બાપુ ! બાપુ ! ( રડે છે. )

વાસંતી : બેટા ! જો, આમ આવ. ચાલો આપણે પણ સતી સીતાજી પાસે જઇએ. વિદેહરાજ પણ હમણાં આવશે હો ! આમ આવ મ્હારા પડખામાં !

[ગીત]

વધાવિયે વિરહી વ્હાલાંજન દુઃખિયાંને
બીજાંને સુખે સુખિયાંને રે !

તનમનધન, પ્રિયજનને અરપે, સ્વજન શરણ, આરાધે :
સહોદરમય સચરાચરમાં, સનાતન સેવા ધર્મ સાધે : રે !

અણસારે, એવાં ઓળખીલે, જગનાં જનનાં દુઃખ જાણે :
જાત ભોગથી વિરલાં જોડાં, સહી રહે સહાતાં કલ્યાણે : રે !

(બન્ને જાય છે)

## અંક બીજો : પ્રવેશ પાંચમો.

### મન્થરાને ગૃહમાર્ગે.

સ્થળ : દેવમુખનું ઘર.
પાત્ર : દેવમુખ ને તેનો દીકરો, માલવ.

દેવમુખ : (સ્વગત) આ લોકો કહે છે કેઃ—બંદા તો ટીખળી તે બહુ જ બહુઃ પણ મહારાજાજીએ પીખડી ઝાલીને સીકલી મને લીધો છેઃ તે કરૂં શું ? હું શું મરૂં ?

મનાઇ કરતાં મન મેળવવાં : કૂડાંને એમજ કેળવવાં :
રમત ગમતમાંહે હેળવવાં : ખેલવવાં, નહિતર રેડવવાં !

સમજ્યાંને ? હેં ! શું સમજ્યા ? કે તુંબડીમાં કાંકરા ને સીદી ભાઇ હુબંલા હુંબલી ! કાંકરા બોલે કુકડા કુકડી !

આ એ તો ઠીક: પણ, મહારાજાજી પ્રવાસેથી પાછા અહીં પધારે તે દરમીઆન તો પેલું ધારેલું કામ પૂરૂં કરી લઉં.

મેલી મન્થરા ! હવે તો હીનપાર કે હૂનપાર ! માથા સાટેનું કામ છે હવે. મંથરાના ચીંથરાં ન ઉરાડું તો દેવમુખ બને દહીંથરાં !

હવે એક બીજી વાત: આ જાણે મ્હારી બાઇના બધા ભાઇ એમ જાણે છે કે બંદા તો રાંડયા મૂંડયાં ને વાંઢા વાંઝીયા થયા છે. પણ હવે જાણે થયું છે એમ કે:– બંકાનાં ઘરવાળાં બઇયર સરલાબાઇ માંદા પડીને હમણાં તો ગયેલાં છે તેને પીયર. પણ આજથી થોડાક વર્ષ પહેલાં અમારાં એ બાઇ હતાં જાણે મોટાં પેટવાળાં: શું આ ભારેવગાં ! આ પછી સરલા બાઇએ તો જણ્યું ને આવ્યું એ વખતે બેડલું ! એહેવું–એહેવું–એહવું કે મ્હારા બેટા બેય દીકરા સરખા મ્હેરે મ્હોરે ને બધી વાતે એક સરખો ! આ લઇયે એકને તો ભૂલિયે બીજાને ! ને તે દિવસના બહુ ભાગે તેમને મોસાળે જ સૌએ ધામા નાંખ્યા છે. આવી બધી ઘર ખાનગીની ખાંડ ણીની વાત બ્હારના લોક ક્યાંથી જાણે ? આ તેમને તેડી લાવવા તથા હવાફેર કરવા મારે અમારાં ડાહ્યા ડમરાં સરલાબાઇ પાછાં ગયાં છે, તેમને પીયર તો કયારનાં ! તેટલામાં આ અમારાં પંડના ધણીયાણીને સતી સીતાજીના વનવાસની ખબર પડી ગઇ કે એકદમ તે નાઠી સાસ લઇને, એક દીકરા ગાલવ સાથે ઠેઠ સીતાજીની સેવામાં ! મહારાણીજીની માનીતી દાસી આ એમ ગઈ ધા નાંખતી સતી સીતા-જીની વ્હારે ને બીજા દીકરા–માલવને હું પછી ત્યાંથી તેડી લાવ્યો છું, ને મ્હારો લવુ તો હવે થયો છે મોટો મદ્દેલ લવર મૂછાળો લાડકો ને

મોટો હું બાપો તેનો બોડકો ! આ એવાં અમારાં વહુ ! શી કથા હું તેની કહું: આમ બહુ–બહુ–બહુ !

(જવા માંડે છે ત્યાં માલવ સામેથી આવતાં ભટકાય છે)

માલવ : વોય ! બાપારે ! મરી ગયાં રે પેટનાં તો ગલૂડીયાં યે હવે ! ચાલોને હવે તો થઇએ ઝટ ભોજનભોગભેગા !

દેવમુખ : કે ભૂખભેગા ? વોય મારો ભગલો ભાગેડુ ! આ બાપથી તો એ બેટાની સવાઇ: કહોને તેમાં શી હોય નવાઇ ? કાં, લવુ ! શું થયું છે ? મારા બેટડા ! કાં, તું મારે ડેકડા ? આવ, તને ધવરાવું: આવ, મારા બચૂચા ! હું તારી મા ને હું તારો મૈયો !

માલવ : અહોહો ! આ બાપાજી જોને ! પણ હવે તો ચાલો ! મન્થરા કાકીને ત્યાંથી નોતરું આવ્યું છે તે જમવા જઇએ, બાપા ! લાડુ ખાવા ! બાપા, ચાલો ખાવા લાડુ ! કેવો હું મોજીલો માડુ !

દેવમુખ : ભરીને ગાડું પણ કંઇ આવે આડું, તો !

માલવ : લ્યો બાપા તો વળી ગાંગર્યા ને નાંગર્યા !

દેવમુખ : વોય મારો લવીયો તો જાણે ગવૈયો પણ–પણ–તને પરણાવું તો ? લવીયા !

માલવ : હેં, બાપા ! મને પરણાવશો શું ? હેં, બાપા !

દેવમુખ : (સ્વગત) જાણ્યું છે મેં : બેટા ! નાચો મારા ટેટા ! (પ્રકાશ) અંહુંઅ એટલે બે નન્નાની એક હા !

માલવ : બાપા, ઓ, બાપારે ! આ તે બ્હેરા કે કાલા ?

દેવમુખ ; (બ્હેરો દેખાઇને) હેં–એં–બેં ! અં હં અ (શ્વાસ ચડાવી જાય છે)

માલવ : આ, જોને, હવે ! અરે પણ કયાંક શ્વાસ ઉડી જશે માટે લાવ નાક પકડું.

દેવમુખ : (કાલો ને ગુંગણો થતાં) અં–ઈ–ઉ–એં–ઐં–ઓમ–ઔમ

માલવ : એ બાપા ! પાછાં થયા કે ? પણ પરણાવો તો મંથરા કાકીની નન્દાને જ હો ! બાપા !

દેવમુખ :

(દોહરો)

ગરજ બીચારી બાપડી ને ગરજે ગોથા ખાય :
ગરજ ગુલામ બનાવતી ને ગરજે સૌ ખડ ખાય !

માલવ : પણ બાપા એ બાપા હું બાપા !

દેવમુખ : હા, આપા ! ના, આપા !

માલવ : ના બાપા ! લે, મને પરણાવોને, નીકર ફોડીશ ઘરના ગોળા !

દેવમુખ : કહો, કહેજો. છે કાંઇ મણા ? પણ એમાં તો ચાવવા પડશે લોઢાના ચણા, બેટમજી કે છોટમજી !

માલવ : ના, લે, બાપા ! તમે કહેશો તેમ કરીશ. તમારાં પગ, કેડ ને માથું દાબીશ.

દેવમુખ : ને ગળાંને તો ગરમાળો કે ? વોય મારો બેટડીઓ ! લાલાજી, ડોલાં ખાવ, પણ લે ઠીક, કે કહું આમ આવ !

જો ! જાણે તારે આજ એક કામ કરવું. પ્હેલાં તો, મન્થરાકાકીને ઘેર તારે એકલાએ જવું. ને પૂછે તો કહેવું કે : મ્હારા બાપા, સમજ્યોને, મ્હારા નહિ પણ તારા આ બાપા ગયા છે ગામ મહારાજાજીની સવારી સાથે. તે કયારે આવશે એ નક્કી ન કહેવાય. ને હું તો મ્હારાં મોટાં ફોઇ ભેગો આવ્યો છું. પછી હું તારી મોટી ફોઇ થઇને પાછળથી આવીશ. માટે બારણાં ખુલ્લાં રખાવજે. ને પછી જે કરું તે જોયા કરજે ને સાન કરું કે ચાલી નીકળજે. સમજ્યો ! એટલામાં તું ને નંદા હંમ્બ હંમ્બ ! સમજી ગયો ને ! ઠીક લે ત્યારે જાઉં છું !

(જાય છે.)

માલવ:– બાપાએ નન્દાની વાત બધી જાણી લીધી છે કાં તો !

દેવમુખ:– (છુપીને છતા થતાં) હાઉંક ! હંમ્ ! જાઉં છું. છું. છું !

(જાય છે)

માલવ:– બાપ ને બેટા બેય બનેલ ત્યાં કોણ બનાવેલ ? અહોહો !

(ગીત)

બન્દા ! છકેલ છેયા ને લાડકૈયા, હરખાયા હો હૈયા !
ચટકાળી લાડીના ચટકા ! ફડક ! બાપલીયારે સડક ! મરી ગયારે !
લટકાળી લાડીના લટકા ! બાબુડી ! હો ! ટપૂકડી હો ! મારોમાં હો !
લાલાને નચવે હો લલના ! આ ચોમેર રવૈયા !

(જાય છે)

# અંક બીજો : પ્રવેશ છઠ્ઠો.

## (વાલ્મીકિ આશ્રમે અનાથ સીતા ને તેના રાજકુમારો)

સ્થળ : ગોદાવરી નદીનાં તીર ઉપરનું વન ને વાલ્મીકિ આશ્રમ.
પાત્ર : સીતાજી, સરલા, ઇન્દિરા, લવ, કુશ ને માલવ.

સરલા : અરેરે ! ભગવતી સતી સીતા ! જેવું તારું ઊંડું દુ:ખ તેવું ત્હારું ઉજળું મુખ !

બન્ને દુધમલ્લ દીકરડાને પોતે કોણ છે તે જરાય પણ જાણવા દેતાં જ નથી. ભગવાન વાલ્મીકિજીએ પણ સતી સીતાજીને એક ધાત્રી તરીકે જ બન્ને કુમારોને ઓળખાવ્યાં છે. પેલી ઇન્દિરાને પણ મૂળથી જ અજાણી રાખી છે. એટલે કંઇ જ વાતની ખબર સકળ આશ્રમમાં પણ કોઇને પડવા દીધી નથી. વળી પોતાનું નામ સતીએ “ રમા ” રખાવેલું છે. અરેરે ! સતી વળી એમ જ માને છે કે ખરું દુ:ખ તો મહારાજાજીને જ છે. મહારાજાજીનો લેશ વાંક પણ શું કદી વસાડવો છે ? ખરેખર એ તો મહાદેવી જ હો ! ધન્ય ભાગ્ય અમારાં કે દેવમુખ

મહારાજાજીની સેવામાં : અને સરલા ! તું અહીં- સતી સીતાજીની સેવામાં : એમ અમે બન્ને પાવન થઇએ છીએ.

(ગીત)

વિતકની એલી વરસે ને ઉરમાં ઓછું આવે રે !
દીનદુભાયલને દમતાં નહિ દુનિયાં ઓછું રાખે રે !
હૈયામાં હસવું ન હોય ત્હોય, હસવું પડે હા ! પરાણેરે !
સમદુઃખીનાં આંસુ લુછતાં જાણે ન્હદિયે સરાણે રે !

સીતાજી : સરલા ! સરલા ! આમ શું કરે છે ? બ્હેન ! છોકરાઓ જોઇ જશે તો મુંઝાશે. સમજુ થઇને ભૂલી કેમ જાય છે ? મ્હારી બહેન !

સરલા : માજી ! મ્હારાં દુભાયલ મહારાણીજી ! અરેરે ! પણ હવે તો આ મુંગો માર તમે સહન કરો છો તે જોયો નથી જતો હો ! શું કરૂં ? માજી ! મ્હારૂં હૈયું હવે કહ્યું કરતું નથી ! સતી ! (ધ્રૂસકે ધ્રૂસકે રડે છે)

સીતાજી : બ્હેન ! મ્હારી સમજુ સરલા ! મહારાજાજીની આજ્ઞા વિના મ્હારાથી છતું ન જ થવાય : એ મેં તને નથી સમજાવ્યું કે ? એમ કરવાથી મહારાજાજીના રાજયોગની તપસિદ્ધિમાં વિઘ્ન આવે.. આપણ સ્ત્રીઓનો તો એવો જ અવતાર છે ! બ્હેન ! સ્વસ્થ થા ! જો કુશકુમાર કાં, તો,—આ સાંભળીને જ આ તરફ આવતા દેખાય છે. શું તને ખબર નથી કે આજ બન્ને રાજકુમાર બાન્ધવોનો જન્મ-ગ્રંથિનો મંગલ દિવસ હોવાથી સતી લોપામુદ્રાનાં તેડાવ્યાં આપણે અહીં અગસ્ત્ય મહર્ષિને આશ્રમે આવેલાં છિયે ? અત્યારે તો ઉલટાં વિશેષ આનંદમાં રહેવું જોઇયે ! બહેન !

સરલા : હા, માજી ! દુઃખથી ભાન પણ ભૂલી જવાય છે. ચાલો ત્યારે આજનો મંગલ ઉત્સવ કરીને છોકરાઓને રમાડીયે. આ આવ્યાં એ તો સૌ. (કુશ ઇન્દિરા આવે છે.)

કુશ : રમાદેવી ! કુશ પગે લાગે છે.

સીતાજી : (દુઃખડાં લેતાં) કુમાર ! ચિરંજીવી રહો અને રાજવીર પદ પામો. પણ લવકુમાર ક્યાં ? કેમ આજ એ પાછળ રહી ગયા ?

કુશ : માજી ! આજ તો ભગવાન અગસ્ત્ય ઋષિની સાથે સાથે અમે નદીમાં હોડલામાં ફરતા હતા. ત્યારે તેમને મુખેથી રઘુવીરનાં અદ્‌ભુત પરાક્રમની કથા ખૂબ સાંભળી. કિશોર યુવરાજે સતી સીતાના સ્વયંવરમાં વીર યુવકની પેઠે મહાદેવજીના પરશુરામને વરેલા ત્ર્યંબક ધનુષ્યને હસ્તામલક પેઠે રમાડીને બાણ સાંધ્યું કે તરત વીરાંગના જાનકીજીએ વરમાળ પ્રથમ દર્શનાનુરાગના દેવરૂપ તેમને આરોપી. એટલે સુધી શ્રી રામકથા જ્યાં આવી હતી ત્યાં નદીતટની ઝાડીમાંથી એક હરણે છલંગ મારી ને તે આવી પડ્યું અમારા હોડલામાં. ત્યાં તો પાછળથી ધસ્યા આવતા એક વિકરાળ સિંહે ત્હાડ પાડીને લા સાંધી !

સીતાજી : મ્હારા જીવનજીવ કુમારો ! પછી શું થયું ? લવકુમાર પણ આ આવ્યા ! (હરિણ સાથે લવ આવે છે)

લવ : દેવી ! તેટલામાં તો કુશકુમારે બાણ યોજીને સિંહને અદ્ધર ઉડાવ્યો ને ભગવતી ગોદાવરી માતાને ખોળે સોંપ્યો. ને પછી આ હરિણને અમે સહીસલામત કાંઠે લાવ્યા. દેવી ! પછી ભગવાન અગસ્ત્યે કુશકુમારને ખૂબ ધન્યવાદ આપ્યા.

કુશ : માજી ! પછી ધનુર્વિદ્યામાં તેમણે અમારી પરીક્ષા કરી. તેમાં શબ્દવેધમાં પોતે ચ્હડી ગયા તે વાત તો લવકુમાર છુપાવે છે.

લવ : દેવી ! કુશદેવકુમાર તો હમેશાં મને જ માન આપે છે. પણ મૃગયામાં તો આજ તેમણે અગસ્ત્ય ઋષિને અપૂર્વ સંતોષ આપ્યો છે. તો, દેવી ! કુશકુમાર બધી વાતે મ્હોટા છે તે મ્હોટાઈ તો એને જ ઘટે ને !

કુશકુમાર : ના, માજી ! લવકુમાર જ્યારે ધનુર્વિદ્યાના પ્રયોગ કરે છે ત્યારે તેમના ચ્હેરાની આસપાસ તેજનો ગોળો છવાય છે. તેથી દેવાંશી તો, એ જ છે કે નહિ ?

લવ :–દેવી ! તમે કેમ સાંભળ્યાજ કરો છો? પ્હેલી તો મેં જ એવી વાત તમને એકવાર કરી હતી કે કુશકુમારની આસપાસ એવો ગોળો છવાય છે, ખરું કે?

સીતાજી :–કુમારો ! એમ નહિ, પણ હું કહું તેમ કરો તો બધું જણાય. ત્યારે જાણે આજ તમારો બન્નેનો જન્મ દિવસ ઉત્સવ છે. તો તેની ખુશાલીમાં લક્ષ્યવેધના પ્રયોગ અહીં જ બન્ને કરી બતાવો. એટલે પછી જોવાશે કે કોના મુખની આસપાસ તે જ છવાય છે, ઠીકને!

કુશ અને લવ :–હા, હા ! ભલે, રમાદેવી ! કહો તો પેલા સામેના જ ખડકને અહીંથી જ ઉડાવિયે, કેમકે તેને લીધે રોજ સવારમાં અહિંથી સૂર્યનારાયણને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ અમારાથી થઈ શકતા નથી.

સીતાજી : જેવી કુમારોની ઇચ્છા. ભલે, તેમ કરો. [સ્વગત] ઠીક છે: એ બ્હાને જ ક્યારનું જાણવા ઇચ્છું છું તે રઘુવંશના વીરકુમારોનું દેવરહસ્ય પણ સમજાશે. (બન્ને કુમારો બાણ યોજે છે ત્યારે દિવ્ય જૃમ્ભકાસ્ત્રોનું તેજ છવાય છે.)

સીતાજી : [સ્વગત] હા ! એ જ પેલાં ચિત્રપાટીવાળાં પવિત્ર દિવ્ય જૃમ્ભકાસ્ત્રોનું જ આ તેજ ! મ્હારા રામનાં રક્ષક દેવજનો ! તમે અહીં ક્યાંથી? કાં તો મહારાજાજીએ જ પોતાના પરિવારના પાલકદેવ તરીકે મોકલ્યાં હશે ! હા ! મ્હારા રામ ! અમ અનાથનું દોહ્યલું આમ પરોક્ષ રહીને પણ તમ વિના બીજું કોણ જાણવાનું હતું? (પ્રત્યક્ષ) હા ! રામ ! (મૂર્છા ખાય છે)

સરલા : અરે ! સતી તો મુંઝાઇ ગયાં કે શું? અહા ! બન્ને કુમારોની મુખમુદ્રાના તેજે તો મને પણ અંજાવી દીધી ! જાણે મહારાજાજીનાં જ બે સ્વરૂપો ! કાં તો એ દર્શનથી જ સતીને મૂર્છા આવી ગઇ હશે. અરેરે ! આ દુઃખથી તો અવધિ રે અવધિ ! મહાદેવી ! સ્વસ્થ થાઓ : સ્વસ્થ થાઓ !

(સારવાર કરે છે ને સીતાજી સ્વસ્થ થાય છે)

લવ : જુઓ, કુશકુમાર! તમે જ એ ખડકને મૂળમાંથી ખસેડી પાડયો. હવે, કોણ જીત્યું? કહો જોઈએ! તમે જ કે નહિ?

કુશ :—ના, તેમ નથી. તો સાટે તમે તેને ઉચકીને ઊરાડી દીધો, એટલે તમે જ મ્હારાથી ચ્હડયા. ચાલો, માજીને પૂછિયે.

સીતાજી :—(સ્વસ્થ થઈને એ વાત સાંભળી જતાં) ધન્ય છે મારા આત્મતેજસ્વી બાવનવીર કુમારો! તમે બન્ને સરખા જ છો હો! એ મેં આજ જોઈ લીધું. આવાં જ પરાક્રમો કરીને સદા સૌનું કલ્યાણ સાધજો. હવે જરા લેશોને આરામ?

કુશઃ—હેં, માજી! હેં માજી! પણ અમે બાણ યોજતા હતા ત્યારે તમને "રામ!" એવા શબ્દો સંભળાયા હતા કે નહિ? મને તો હજી પણ રઘુવીર રામચન્દ્રજીનાં પરાક્રમોના ભણકારા વાગે છે! ને તેને લીધે જ આજ આટલો વિજય પણ હું મેળવી શકયો. અહા! મહાપુરૂષોના નામસ્મરણના પણ પ્રતાપ અલૌકિક જ છે હો! કાં નહિ? રમાદેવી!

સીતાજી : એ તો ભણકારા જ! બાકી મહાવીર પુરૂષનું તો તમે કહો છો તેમ જ છે હો!

લવ : પણ, દેવી! મહર્ષિ અગસ્ત્યના એક અંતેવાસીએ અમને એમ કહ્યું કે :—રઘુવીર રામચન્દ્રજી તો અહીંના એમના આશ્રમે પધારવાના છે, તો આપણે ત્યાં સુધી તેમનાં પવિત્ર દર્શન કરવા માટે રોકાશું ને? મને તો એવું થાય છે કે રઘુવીર પાસે ઉડીને જાઉં ને પગે લાગું!

સીતાજી : કુમાર! ભલે, આપણે ભગવાન વાલ્મીકિ ઋષિને તે સંબંધે પૂછાવી જોશું હો! પણ આજને માટે તમે ખાસ આ ઝૂલો ઝાડ પર બંધાવ્યો છે તે ઉપર ઝૂલવું નથી કે શું? ચાલો ઝુલાવું! કુમાર! (સર્વે જાય છે)

લવ : ના, દેવી! તમે નહિ : પણ કહો તો ઇન્દિરાબેન અમને

ઝુલાવે ને ગાય પેલું બ્હેનાંનું તેનું રચેલું ગીત. પછી પસલીમાં અમે તેને પેલું હરિણુ આપીયે તો ?

સીતાજી : વાહ, એ તો બહુ જ સારૂં ! ભલે, તમને જેમ ગમે તેમ, જાઓ, આજ રમો ! ઇન્દિરા ! જા, કુમારોને હિંચકાવ ને ગા પેલું ગીત બ્હેનાંનું ! પણ તે પહેલાં આ મંગલસૂત્ર બન્નેને કાંડે બાંધી, તિલક કરીને ઓવારણાં લે. કુમારો ! ઇન્દિરા મીઠડાં લઇને તમને આશિષ આપે ત્યારે તેને પગે લાગજો હો !

કુશ અને લવ : જેવી દેવી રમાની આજ્ઞા,

**ईश्वरि सर्वभूतानाम् कल्याणं कुरू सर्वथा !**

( ઇન્દિરા મંગળક્રિયા કરે છે )

**(ગીત**

ઇન્દિરાઃ– (ઓવારણા લેતી ને ઝુલાવતી ગીત ગાય છે.)

ઘુમે મ્હારા બટુક કિશોર કુમાર !
કે ઘુમે વીર વિરલા રે લોલ !
હૈયાના હીરમાં રૂડા પરોવ્યા તારલા રે લોલ !
પગલાં પ્રભુનાં સાંધે સાંકલડી સ્નેહની રે લોલ !
ઊંચે આકાશ ને નીચે સરોવર ઉરનાં રે લોલ !
હિંચે પારણિયાં વચ્ચે બ્હેનાં ને વીરનાં રે લોલ !
બ્હાલપની ઘુઘરી ઘમકે છે છેડલે રે લોલ !
વત્સલ બ્હેનાં હેતે હિંચોળે વીરને રે લોલ !
હિંચે જગત ને હિંચે જગતનાં જોડલાં રે લોલ !
ઝુકે લળી લળી લેવા ઓવારણાં વીરનાં રે લોલ !
બ્હેનાં લટકતી ગાય હાલરડાં હેતનાં રે લોલ !
મીઠું મલપતાં નેણાં ને મુખડાં વીરનાં રે લોલ !
આમી પારણિયે ઝુલે સહોદર પંખીડાં રે લોલ !
ઝીલે ને બોલ લલકારે કુજી કલ્લોલમાં રે લોલ !

લવ :– દેવી ! તમે કહો તો એક વાત કહું.

સીતાજીઃ–લવકુમાર ! ખુશીથી કહો એ વાત !

લવઃ– દેવી ! આજ અમે અહીં આવતા હતા ત્યારે ગાલવ ને ઇન્દિરા કંઇક અમારાથી છાની છાની વાતો કરતાં હતાં ને એકલાં એ હસતાં હતાં. અમે નજીક ગયા એટલે ડાહ્યાં ડમ્મક થઇ ગયાં. પછી હું તો ગાલવને અને ઇન્દિરાને વઢયો કે અમને મૂકીને એકલાં રમો છો તે નહિ બને. તેથી ઇન્દિરા તો રોઇ પડી. તે અમારી સાથે આવી પણ ગાલવ તો રીસાઇને ચાલ્યો ગયો, તો એને મનાવી લ્યોને. મને ગાલવ વિના નહિ ગમે.

સીતાજી :–કુમાર ! ત્યારે તમે જ એને મનાવોને. તમારા તો એ ભાઇબંધ છે ને !

લવ :–ના, માતાજી ! જેને હું વઢયો હોઉં તેને તો હું બોલાવવા પણ ન જ જાઉં. તો મનાવું તો કેમ જ ? મારી પાસે આવવાનું તમે જ તેને કહો.

સીતાજી : પણ, કુમાર ! પોતાના મિત્રને તો જો વઢીએ તો પોતે જ મનાવીએ. મારાથી તમે સહજ પણ કયારેક રીસાઓ ત્યારે પણ હું જ તમને મનાવું છું કે નહિ ? ને તમે પણ ઝટ મનાઇ જાઓ છો. તો ગાલવને બોલાવો એટલે આવશે.

લવ : દેવી ! એ ખરૂં. તમારાં કર્યાં કોણથી થઈ શકે ? પણ આ તો અમે તવતવડા તો સાટે સરલા બ્હેનને કહો એટલે તેના લવને તેઓ તેડી લાવે.

સીતાજી :–બહુ સારૂં, લ્યો હમણા જ બોલાવું છું હો. જાઓ રમો સૌ સાથે. (બન્ને કુમારો જાય છે)

લવ અને કુશ :–જેવી રમાદેવીની આજ્ઞા.

સીતાજી : જોયું કે રાઘવકુમારનું ગુમાન !

સરલા :–દેવી ! એ તો સિંહણના જ સપૂત ને !

(નેપથ્યમાં : સતી અહીં જ છે કે)

સીતાજી : સરલા ! ચાલ, સતી લોપામુદ્રા, કાં, તો, આપણને, મધ્યાન્હ સ્નાન માટે, જો ! બોલાવે છે. (સ્વગત) મ્હારા રામ ! હવે તો આ જોયું નથી જ જતું હો ! ભગવતી ગોદાવરી ! તમારે ખોળે મને લેશો કે ? અરેરે ! શું કરૂં ? શું આ જ જનસ્થાન ત્યારે ? તો પેલી રહી તે પંચવટી જ ! ભગવતી ! તને નમું છું ! અરે ! અહીં જ મ્હારા રામે-હા ! રામ ! બોલ્યું બોલાતું પણ નથી. રામ ! મ્હારા રામ ! (જાય છે)

ઇન્દિરા : (વિચારમાં ગરક થઇ ગયેલીને તેથી પાછળ પડી ગયેલી) અરે ! પણ લવકુમારને શું કહું ? તેમણે તો બધી વાત દેવી રમાને કહી દીધી. તે તો ગભરૂ છે પણ દેવી શું કાંઇ નહિ સમજી ગયાં હોય ? હવે મ્હારી શી દશા ? પણ દશા કયારે સમજી શકાય છે ?

કયાં જનકરાજના રાજમ્હેલ ને કયાં રણવગડે રહેતી ઇન્દિરા ? કયાં સતી સીતા બ્હેનની શોધ ને કયાં મ્હારા લવનો મોહ ? એ સોણા જેવું જ શું આ બધું પણ થશે ? અરે ! પણ શું સૌ જતાં રહ્યાં ને હું એકલી રહી ! હવે હું કોની સાથે ? (ગાલવ એકદમ આવે છે)

ગાલવ : મ્હારી સાથે સ્તો ! શાને ગભરાવ છો ?

ઇન્દિરા : કોણ ગાલવરાજ કે ? ના, જી, ના, તમારી સાથે તો હવે નહિ જ. લવકુમારે આપણી બધી વાત દેવી રમાને અને સરલા બ્હેનને કહી દીધી છે. તેથી હવે આપણે બે ભેગાં તો નહિ જ ! માટે મુંગા મુંગા ચાલ્યા જાઓ, તમારે રસ્તેઃ સમજ્યા જી !

ગાલવ : અરે ! એમ તે હોય ? લ્યો, હવે, ચાલોજી ચાલો ! બહુ થઇ ! નહિ આવો ? નહિ જ આવો કે ? પણ ત્યારે હસાવું તો આવશો ને ? હસાવું ? હેં ! હસાવું ? જો, જો, હો ! ઓહો ! હોયરતો ! કાંઇ જાણ્યું હતું શું ? કે તમે આમ હસી પડશો મ્હારા અંગ ઉપર ? એ હસી પડયાં ! વાહ ! તમે હસો છો ત્યારે કેવાં સરસ લાગે છો !

[ગીત]

અહાહા! શરમાળ સુન્દરીને હસાવ્યાં!
હસાવ્યાં હસે પ્રાણ મ્હારાં મનનાં!
અલખધુતારી! ઓળખું રે તારી હસતી આંખ!
હૈયાંના શ્વાસે ભરેરે પ્રીતલડીની પાંખ!
ઉડોને, ઉડાવ્યાં : નચાવ્યાં : હસાવ્યાં : ફસાવ્યાં–
વસાવ્યાં શરમાળ સુન્દરીથી આ હૈયાં!

(બન્ને જાય છે)

## અંક બીજો : પ્રવેશ સાતમો.

### (મન્થરાના હાલહવાલ)

સ્થળ : મન્થરાનું ઘર.

પાત્ર : મન્દા, નન્દા, માલવ, દેવમુખ ને મન્થરા.

મન્દા : જોયું કે? નન્દા! આજ માડીએ મને માર માર્યો તે! આ એમાં જ મને ખેરોગ થઇ ગયો છે. પણ તું ચેતજે!

નન્દા : બ્હેન! એમાં ત્હારે મને કહેવું નહિ પડે.

હું તો મન્દા કેરી બ્હેન! મારી માડી છે જીવલેણ!
એવી જો થાઉં દુ:ખદેણ, મુજને જીતે: કોનું દેન?

(માલવ આવી સંતાય છે)

માલવ : (સ્વગત) અહો! કેવી મારી નન્દા? જાણે પેલી ચન્દા!

મન્દા : પણ, બ્હેન! માડી તો જાણે મરણ પથારીએ પડી પડી પણ આપણને જંપવા યે દેતી નથી, ને માંદી મરતી પણ નથી. ને ઉલટું, દેવમુખને, પીટયાને, તે પૈસાદાર હોવાથી, ને તેની બાયડી કોણ જાણે ક્યાં મરી ગઇ હશે તેથી તેને પરાણે પરણવાનું મને કહ્યા જ કરે છે. તે નન્દા! તું પરણ તેને, તારે પરણવું હોય તો! કાં તો દેવમુખે પીટયાએ ભરમાવી હશે.

બાયડીના તે ક્યાંય શું અવતાર છે? જન્મ્યાં ત્યારથી જ જકડાયાં! આવી કલંઠ માને દુઃખે, ઘણુંએ મને થાય છે કે કોઇ મહર્ષિને આશ્રમે જઇને સંત સેવા કરી જીવતર સુધારું. પણ હવે તો ગમે તેવી હોય આપણી એ જનેતા! તેથી તેનું મ્હોત સુધારીને જવું એમ મેં ધાર્યું છે. બ્હેન નન્દા! તું તો માથાની જ થતાં શીખી છો. તારે લીધે જ મને કાંઇક નીરાંત પણ વળે છે. હો! વોય માડી!
(ઉધરસ ખાય છે)

નન્દા: બ્હેન! હું કાંઇ તારી જેવી નમાલી નહિ હો! હું તો મન્થરાની મુદ્રા! તે પરણે મારી બલા! આખી દુનિયાને આંગળીને ટેરવે ચક્કર ચક્કર ફેરવીને હથેળીમાં નચાવે કુદાવે એવી આ જે હું મૂર્તિ છું; તેની આર્તિ ઉતારનાર કોઇ મળશે ત્યારે વળી જોઇશું—જી—જોઇશું!

માલવ: (સ્વગત) વોય બાપલિયા! આ તો નીવડે પત્ની કે પનોતી!

નન્દા:

[ગીત]

હું તો છેલછબીલી છોટી:
જાણે ગુલાબરંગી ગોટી!
રાંધે રોટી, લાવે લોટી, ખાય સોટી,
એવો વર પરણે આ છોટી.
બુલબુલ આ! નહિ સૂરત રોતી!

મ્હારે પરણવું હશે તો ક્યાં તેનો ફક્કડ દીકરો લવુ નથી?

માલવ: (સ્વગત) ફક્કડ અક્કડ લક્કડ બંદા! નન્દાનો હું: મ્હારી નન્દા!

નન્દા: મન્દા બ્હેન! જાણ્યું કે નહિ હવે? બન્દા તો નન્દા!

ધાર્યું કરવું: ધાર્યું ફરવું: ધાર્યાં વળી પરણિયે!
પડતાળે તો પરણ્યાને પણ વેચી દાણ ન દઈયે!

પણ મન્દા ! હમણાં કેટલાક દિવસથી માલવ મને હળ્યો છે. કેમકે જ્યારે જ્યારે દરબારગઢમાં જતાં આવતાં અમે બન્ને અનેકવાર મળી જઇયે છીએ ત્યારે પહેલાં તો મને પરાણે બોલાવે છે. પછી મેં કાંઈ ઉપાડયું હોય તો તે પરાણે લઇ લે ને ઉપાડવા લાગે. ને કંઇ કંઇ મીઠી મધ જેવી વાતો કર્યા કરે. ને ઠેઠ આપણા ઘર સુધી મને મુકી જાય. દેવમુખનો દીકરો એટલે માલવ પણ મજાક કરવે કાંઈ ઓછો નથી. તો પણ તેને હજી હું થોડાબોલી ને થાંભલા કોતરી જેવી જ દેખાઇ છું. તેથી કહે તો આજ બાપ દીકરો બન્ને મળે તો ગમ્મત કરિયે. બાપને બેટા બેય વાંઢા ! જો ! પણ કાં તો માલવ, તો, આ આવે ! તું અંદર જઇને જોયા કરજે. (નન્દા અંદર જાય છે)

(માલવ આવે છે.)

(માલવને) માલવજી ! આવોજી ! મારે મનડે ભાવોજી !

માલવ : જી, જી, જી, જી ! ત્હારા આ બન્દા : તો, તું કહોની ? નન્દા ! ઓહો ! નન્દાજી ! ચાલાક ! અબોલ આજ બન્યાં ચબરાક !

નન્દા : વાહ, રે, લવુ ! તું તો તારા બાપને પણ પાણી ભરાવે એવો જ થયો ને શું ! આવ, આજ આપણે રમિયે ! રોજ મને રસ્તે તું કામે લાગે છે તો અમે તને રીઝવિયે. તો,

જાણે તું મારી વહુ થા ને હું તારો વર !
લાધું લગાવું કે જાણે તું ખર !

માલવ : વાહ રે નન્દાજી ! ભૂલ્યાંજી : ડહાપણમાં, તો, ડૂલ્યાંજી !

નન્દાને બન્દો કું પરણું : દબાવું દહાડી દરણું !
ઢુંડમીલાજી સ્રી તો તરણું ! ઘાડી ઘરણી ઘરેણું !

નન્દા : હં--એમ કે ! ઠીક ત્યારે તો જોઇ લેશુંજી જોઇ લેશું ! પણ, લવુ ! તારા દેવમુખકાકા કયાં ? આજ, કેમ, નથી, દેખાતા ?

માલવ : હેં ! કાકા મ્હારા ને ? ત્યારે ત્હારે તો કાકાના ભાઇ થતા હશે કાં તો !

નન્દા : વોય, માળો લવુ ! તું તો અજબ રમુજી છે હો ! સ્વભાવે તો કાં તો આપણે બેય સરખાં જ હશું ! કાં નહિ ?

માલવ : હાજી ! સરખાં તો એવાં કે પડશે કૈં સ્હેવાં !

ફરક ફક્ત એટલો જ કેઃ હું રમુજી ને તું મીજાજી ને મનમોજીલી.

નન્દા : લવુ ! તું રોજ આવે તો અજબ ગુલછડી ઉડે હો ! મ્હારી ભેગું રમવું તને ગમે કે નહિ ? કહે તો દેવમુખ મળે ત્યારે ત્હારે માટે રજા લઇ લઉં તો તું રોજ રમવા આવીશ ને !

માલવ : હાજી, હમ્મ ! ભલે ! પણ દેવમુખ કાકા તો ક્યારના ગયા છે પરગામ, મહારાજાજીની સાથેઃ તેથી કોણ જાણે ક્યારે આવશે ! એના ચાલ્યા પછી ઓછામાં પૂરાં મ્હારાં મ્હોટાં ફોઇબા અહીં ઘેર આવ્યાં છે. તેથી મ્હારા તો પૂરા ભોગ મળ્યા છે. ફઇબા પાછાં છે અક્કાણાં ! એને જેવું તેવું ન ગમે. નથી ઘરનું ઠેકાણુંઃ કેમકે ઓશરી ખુલ્લી ને ઓરડે તાળાં છે. મારે પણ ખાવા પીવાનાં નથી ઠેકાણાં. તેથી મ્હારાં ફઇબાને પણ મારી સાથે જ અહીં લાવ્યો છું. તો કહો તો અમે બન્ને આજથી અહેઇ અલકા કરિયે.

નન્દા : હા, હા, ભલે. આજ તો અમે જ તને જમવા તેડયો છે ને ? તો, ભલે, તારી ફઇબા પણ આવે ને માડીને હું સમજાવીશ એટલે બન્ને હમણાં આહીંજ રહેજો. પણ કયાં છે તારી ફઇબા ?

માલવ : હમણાં જ આવવાં જોઇએ. કાં તો પેલ્લાં આવે !

(દેવમુખ સ્ત્રીને વેશે આવે છે.)

નન્દા :—આવો, ફઇજી ! બેસોજી. તમારા દેવમુખે તો બાયડી છોકરા બેયને બહુ રઝળાવ્યાં હો.

દેવમુખ :—હા, મોઇજી ! શું કરિયે ? એ જાણીને જ હું અહીં આવી છું. ત્યાં જાણ્યું કે મન્થરા બાઇજીની મોટી ઓથ થઇ છે. તેથી લવુને સોંપવા આવી છું. લવીઓ છે કામઠો, એટલે ભારે નહિ પડે. હા, બાઇ, કામા વ્હાલા છે. કાંઈ ધામા વ્હાલા નથી. તો રાખજો

ને સંભાળજો એને ! ધણીએ હું એને રાખું પણ એક તો અમે રાંડયાં, તેથી કયાંથી ઉપાડી શકું એ પાંચ શેરીઓ ?

મન્થરા બાઇ ઘરમાં છે કે ? બહુ દયાળુ તે છે, તેથી કહેવા આવી છું. મન્થરાબાઇની મ્હેરથી થાશે લીલા લ્હેર !

(મન્થરા ને મંદા આવે છે.)

મન્થરા :–(માંદિમુખે) આવો, બાઇ ! ભલે, આવ્યાં. દેવમુખ તો અમારો છે. તેથી ભલે, લવુને પણ અમે હમણાં પાળીશું. મને તો મન્દાએ બધા ખબર કહ્યા એટલે અહીં આવતાં તમને સાંભળ્યાં. ને તમે પણ હમણાં આપણે ત્યાંજ રહેજો.

દેવમુખ :–ભલે, મ્હોટાં મન્થરાબાઇ ! તમે બહુજ દયાળુ છો. આ હું તો કરમ ફૂટેલ તે પાછા થયા તમારા ભાઈ !

મન્થરા :–મારો ભાઇ ? મરો રે મરો મારાં બાઇ ! બોલતાં તો વિચારો !

દેવમુખ :–માફ કરો, બાઇજી, મેં કું તમારા ભાઈએ અમારા ઘરવાળા.

મન્થરા :–હં ત્યારે એમ ભસી મરોને !

દેવમુખ :–આ તેથી ભૂખને દુઃખે, ભાઇને ઘેર આવી છું. પણ ત્યાં તો ચારે ખૂણે અગીયારસ ને વચ્ચે અંધારી અમાસ ભાળી. તેથી હવે કયાં જાઉં ?

મન્થરા :–એમ કે ! ભલે, ત્યારે બાઈ ! આજથી તમારે પણ મારી સારવારમાં રહેવું. કયાં મરી ગઇ મન્દા ? જો તો મુવાને વાંકે જીવે છે ને ! મરતીએ નથી ને મરવા દેતીએ નથી. ઓલ્યો મરી ગયો ને મને મારી ગયો ! આવાં જણ્યાથી તો વાંઝીયાં સારાં ! હું મન્થરા આખી દુનીયાને ડોલાવું ને આ મારી મન્દા ને નન્દા મને નીચું જોવરાવે એવી થઇ !

નન્દા :– હેં ! માડી ! હું પણ એવી કે ? હું તો સુંવાળી સાપ જેવી, નહિ ભલા !

મન્થરા :—ઠીક, જા. જા. વેવલી ! ડાચું ન જોયું હોય તો. જા, લઇ આવ ધૂપેલ ને માચી. પણ બાઇ ! તમારૂં નામ તો કહો. પછી મારૂં માથું હોળો. (નન્દા ધૂપેલ ને માંચી લાવે છે)

દેવમુખ :—મારૂં નામ ને ? મારૂં નામ નો ફાફડાબાઇ ! મને તો આવે છે વાઇ. વૈદડાએ કીધી મનાઇ ધૂપેલ ન સુંઘવું ને મોઢું ઢાંકવું !

મન્થરા :—એમ કે લ્યો ત્યારે તો ઠીક તમે પણ રમુજી તો છો. પણ ફીકર નહિ, ચલાવો.

દેવમુખ :—લ્યો, ત્યારે. (મન્થરાનું માથું હોળતાં નાક કાપી લે છે ત્યાં લવે છે. લવુ–ઉ–ઉ–ઉ, વાઇ આવે છે. મન્થરાને ચાક અને ગલાલ ચોપડી નાસી જાય છે)

મન્થરા : નખ્ખોદ જાય રે ફાફડાબાઇ ! ત્હારૂં ! તેં તો મને નકટી કરી રે નકટી ! હાય ! દગો, રાંડ નંદડી ! પકડ પેલા લવુને ! ને પેલી ફાફડાબાઇને ! હાય હાય રે હવે હું શું મોં દેખાડું ? આથી તો મરવું સારૂં. વોય : મન્દા ! હાય : નન્દા !

(મા દીકરીઓ ચાલી જાય છે)

દેવમુખ : (સટકી જતાં દૂરથી) શું ? આ એમ ! હવે શું મેલી મન્થરા જીવે પણ ખરી કે ? કાં તો રાંડ આપઘાત જ કરશે ને કાં તો પાપના પસ્તાવાથી માંદી છે તે મરી જ જશે.

રામરાજ્યની મોટી શિક્ષા જ આ ને તે પણ મહારાજાજીની ગેરહાજરીમાં જ થઇ શકી. મહારાજાજી પાછા અહીં પધારશે ત્યાં તો વસતી બધું હવે સાચું જાણવા લાગી છે. તેથી પોતે જ બધી બાબતનો પોકાર પહોંચાડશે. આ રાંડ ઠોબલીના પાપમાં જ સૌ હેરાન વેરાન થઈ ગયાં છે. એના ખોટા ટેકમાં તો મરી ગયો તેનો ધણી બાપડો ભૂખણરામ !

[ગીત]

નીચ જનોનાં નાક : કાપું નીચ જનોના નાક !
નકટાનો સરદાર મારી વાગે જગમાં હાક !
તુંડમીજાજીને હું મારૂં તડફડાક–તડફડાક !
લેતીજા ! મંથરા ! ને ખાતીજા દહીંથરા !
( ન્હાસી જાય છે )

## અંક બીજો : પ્રવેશ આઠમો.

### સીતાને રામનાં અદશ્ય દર્શન.

સ્થળ : દંડકા અને પંચવટીનાં અરણ્યો.
પાત્ર : રામચંદ્રજી અને સીતાજી.

રામચન્દ્રજી : અહા ! સૃષ્ટિલીલાનો ચમત્કાર અકળ જ છે. અયોધ્યાની રાજસી મહાપ્રજાનાં તામસી મંદિરો કરતાં વિશેષ સાત્ત્વિક ભાવના મને અહીં જ સ્ફુરે છે. કંઇક પરિચિત સુગન્ધ આવે છે. કંઇક સાંભળેલો ને મનગમતો અવાજ કાને આવે છે. કૈંક દીઠેલું દેખાય છે. જો ! વળી પૂર્વાશ્રમનું કંઇક સાંભરી આવ્યું. એ શું હશે ? પણ હું કયાં છું ?

(નેપથ્યમાં : મહારાજની મનગમતી દંડકામાં !)

કોણ તાપસી શંબૂક નામક દિવ્યાંશી દેવજનને ? સુખેથી હવે સ્વર્ગમાં પધારો. દેવજન ! એ તો સહજ ભાન ભૂલી જવાયું હતું.

શું ત્યારે આ દંડકા ? પ્રિય દંડકા ! સીતા વિનાનો રામ આજ એની છાયાભર્યો તારે શરણે એકલો આવ્યો છે ! તો તેના ઉપર કૃપાદૃષ્ટિ તો કર. પણ કોઇ મ્હારી સ્હામું યે જોતું નથી. પંખીઓ પણ બ્હીતાં બ્હીતાં પાસે આવીને ઉડી જાય છે ! પ્રાણીઓ–પશુઓ ચમકીને ન્હાસી જાય છે. વૃક્ષો કરડી નજરે પાસે આવવાની મના કરે છે. ને પાંદડાંઓ તિરસ્કારથી હતભાગી રામની અવદશા જોઇ ખડખડ હસે છે. શાને ન હસે ? પાપી રામનું મુખ જુવે પણ કોણ ?

રામચન્દ્રજી : ( ચાલુ ) સતી સીતામય પવિત્ર આત્મા વિનાનો પાતકી રામનો આ ગોઝારો દેહ કોને ગમે ? અરે ! પણ પેલું કોણ જાય છે ? ( વાસંતીનું તેજસ્વી સ્વરૂપ ભાસે છે ! )

શું વનદેવતા વાસંતી તો નહિ હોય ? ભગવતી વાસંતી ! સતી સીતાની સખી વાસંતી ! કેમ સાંભળતાં નથી ? શું ઉભાં પણ નહિં જ રહો કે ? પણ કહો તો ખરાં કે : તમારી સખી સીતાનું પાળેલું પેલું હાથીનું મદનિયું ક્યાં છે ? અરેરે ! તે તો ચાલ્યાં ગયાં ! દેવી સીતા ! મને ત્હારા વિના કોઈ પીછાનતું પણ નથી ! તારા વિના મારૂં તેજ ઉડી ગયું છે ! રાજદરબાર સિવાય, રઘુવંશનો રાઘવ કે મ્હારી સીતાનો સીતામય રામ ઓળખ્યો ઓળખાતો પણ નથી. અરે ! વળી પેલું એ કોણ ? હા. એ તો એ જ—એ જ દંડકવનનાં પેલાં રામમય સીતા ને સીતામય રામ ! જય દેવાંશી યુગલ ! તમને નમે છે આ પાતકી, સીતા વિનાનો એકલ રામ ! અહા ! જો !

[ગીત]

સીતારામ, કંઠે, વળગીને સ્નેહ–સરોવર, જાય : અહા !
હથેળીમાં પંખીડાં ગાતાં પગલે મૃગલાં ધાય : અહા !
વનવાસીના ધર્મ આચરે, હરેફરે ને ગાય : અહા !
એક બીજાં તો અધીન બનતાં ઓછાં ઓછાં થાય : અહા !

પણ પાછાં એ ક્યાં ગેબ થઇ ગયાં ? જો ! એ જાય કાં તો પેલી પંચવટીમાં ! જો ! વળી કંઇક સંગીતના સૂર આવે છે ત્યાંથી ! ચાલ ત્યાં જ જાઉં ! સીતા ! સીતા ! ( હરે ફરે છે ત્યાં સીતાજીનુ અદ્‌ભુત સ્વરૂપ ઝળહળતું દેખાય છે ને તેમાંથી સંગીત સરે છે )

(ગીત)

( નેપથ્યમાં : મહૂલીનું ગીત સંગીત )

સીતાજી ( અદૃશ્ય ગાય છે )

મહુલી મનની પેલે તીર !
સંતો વ્હાલાં !
અનેરી, અમારી, એ, લગીર !

વૃક્ષો, વેલડિયોવાળાં :
કુમળાં, ફળ, ફૂલ, રસાળાં :
લઈ જાવ, લ્હાણું એ, લગીર !

મનની, કંઈ મોજમજાઓ :
રસિલાં ઉરનો કંઈ લ્હાવો :
લેવાને આવજો લગીર !

સ્હામે, સંસારી વિલસે :
વચ્ચે જીવન–સરિતા વહે :
રેલવિયે, ત્યાં રસરંગ, લગીર !

ઉડવાય, સફર સૈયારી,
સુખદુઃખની કન્થાધારી :
આનંદ ઔર એ લગીર !

લગની, સ્હેવા સ્હાવાની,
ગીતડાં, પ્રભુનાં, ગાવાની,
લાગે, તે આવજો, લગીર !

રામચન્દ્રજી : અહા ! એ કહેનો સ્વર ? અને પેલું કહેનું તેજસ્વી પૂતળું ? દેવી સીતા સાક્ષાત તો ન હોય શું ? હા. એ તો એ જ ! સીતા ! સીતા ! મ્હારાં સતી સાધ્વી ! હવે મને ભાન આવ્યું ! મઢૂલી નિવાસી ભગવતી દેવી જાનકી ! વનવાસી સીતા ! મને પણ મઢૂલીમાં જ માની લીધો કે ? અહા ! કેવાં ઉદારચરિત છે એ ! આંસુની સતત ધારા વહે છે, છતાં એકટશે વિહ્વલતાથી કેવું અમી વરસાવી રહ્યાં છે એ ! દેવી ! તમારાં આંસુની અંજલિથી મને પાવન થવા દ્યો ! લાવો લૂછું ! સતી ! સતી ! સૈયારી સફર ! સુખદુઃખની કન્થા ! સ્હેવાની સ્હાવાની અને પ્રભુનાં ગીતડાં ગાવાની લગની: એ બધાં લ્હાણાં લેવાને જ આ અભ્યાગત આવ્યો છે. તે તમારે પગે પડે છે તો અનુગ્રહ કરો !

(સીતાજીની તેજ મૂર્તિ ઉડી જાય છે ને રામ મૂર્છાગત થાય છે)

સીતાજી : (ચકમાંથી બહાર આવીને સ્વગત) ભગવતી ભાગીરથીએ અને પૃથ્વી માતાજીએ મને અંધારસાડી આપીને તો અહીં મોકલી

આપી. પણ તેથી તો મ્હારૂં મન હાથમાં હવે રહેતું નથી. હાય! મ્હારા રામ! તમારી આવી કરૂણાર્દ્ર દશા! લોક—કલ્યાણ ધર્મનો રાજયોગ છવાઇ રહ્યો છે છતાં હૃદયના દ્વિગુણ દુઃખનો પુટપાક મ્હારા રામને સીઝાવી નાંખે છે! અરેરે! દુઃખે તો સાવ તે તવાઇ ગયા છે. અભાગિણી સીતા! તને પરણીને તો ત્હારા રામને આવાં દુઃખડાં જ મળ્યાં!

[ ગીત ]

હા! રઘુપતિ! મુજ પ્રાણપોષક! ક્યાં અચાનક હાલ આ?
કેં જાતના ભોગે, થયાં, જૂદાં, પ્રજા સંતોષવા!
સેવો, કઠોર થઈ, ભલે, હૈયું સુકોમળ ફાટશે!
હો! નાથ! હો! મુજનાથ! ત્યારે કોણ એ પંપાળશે?

[ અદૃશ્ય થાય છે. ]

રામચન્દ્રજી :—(સ્વસ્થ થઇ જતાં) અરે! પણ વળી આ શું? કોણ? સીતા! પણ સીતા ક્યાં છે? ભગવતી પંચવટી! ત્હારે ખોળે મ્હારાં કલ્યાણી સતી પાછાં આવેલાં જણાય છે. તેની સંભાળ રાખો છો કે? દેવી! ત્યારે તેમને મને બતાવોને! અરેરે! કોઇ જવાબ દેતું નથી! પૃથ્વી માતાજી! તમારો જ હું યે બાળક કહેવાઉં હો! માજી! સ્હામું તો જુઓ! અરે! પણ હું કહોને બોલાવું છું?

પાપી માનવી! તું પોતે કોણ છે? રામ! નહિ, નહિ, તું રામ નહિ! પણ રામ કોણ? ત્યારે હું કોણ? નામ ધારી રામ? સીતાને સીઝાવનારો રામ? હા! એ જ તું! નહિંતર, ખબરદાર! ઉભો રહે! આ વનવાસી પંખીઓને પૂછી જોઉં! પછી જ તું ડગ ભરજે!

[ગઝલ]

આવો! અરે! આવો! અહીં, કંઇ, કોઇ, બતલાવો!
ભૂલી ગયો : હું કોણ? આ દુનિયા શું? પરખાવો!
દુનિયા! અજબ દુનિયા! મુબારક ને સલામત હો!
ત્હારી કસોટી કારમીના ગુપ્ત પડદાઓ!

જંજાળની એ ઝાળનો આ ડાઘ પરવાનો :
એમાં લખ્યું છે શું ? જુઓ, કંઇ યાદ તો લાવો !
કુમળી લતા કાપી જગતનાં રંક સંતોષ્યાં :
એવા અધમ આ પાતકીને મોતનો દાવો !
હા ! હા ! હવે સમજ્યો: કહું એ ભેદ: સહુ આવો !
સ્હેવો સખત ન્હાવા અને સ્હાવાતણો લ્હાવો !

(મૂર્છા ખાય છે.)

સીતાજી (અદૃશ્ય) હા ! એ તો એ જ મ્હારા રામ ! અરેરે ! પ્રભુ ! એ બહુ જ મુંઝાય છે હો ! હાય ! જીવતે મુએલી જ હું અભાગણી શાને જીવું છું જે ? અરેરે ! એનાં અંતરનાં ઊંડા દુઃખ ઉવળે છે રે ઉવળે છે ! મ્હારા રામ ! આવો, આવો, તમને મ્હારા હૈયામાં સમાવું ! (જવા માંડે છે ત્યાં નેપથ્યે : "સબૂર ! સતી દિવ્યદૃષ્ટિ ઉડી જશે !") હા ! એમ જ ! પરોક્ષ રહીને જ મ્હારે હાલ રામદર્શન કરવાનાં છે ! વળી રઘુનન્દનની આજ્ઞા વિના પણ મ્હારાથી તેમની સેવામાં જવાય પણ કેમ ? હા ! પ્રભુ !

[ ગીત ]

હો ! ભલા ભગવાન ! દેવા !
હો ! ભલા ભગવાન !
દુઃખીના વિશ્રામ ! દેવા !
હો ! ભલા ભગવાન !
કૈં વિચાર્યું ન જાય એવું-
દુઃખડું : ક્યાં કહોને કહેવુ ?
ક્યાં સુધી અમારે સ્હેવું ?
બાળકડાંની બાંહ્ય ધરોને :
ઉગારી નીભાવી લ્યોને :
સ્હામું અમારી જુઓને !
હો ! ભલા ભગવાન !

(અદૃશ્ય થાય છે.)

રામચન્દ્રજી : (સ્વસ્થ થઇને) દેવી ! આમ ભણકારા જ આપશે કે? પ્હેલાં તો અહીં જ સાથે બેસતાં ને વિનોદ કરતાં. ને હવે તો બોલાવ્યાં બોલતાં પણ નથી ને પાસે આવતાં પણ નથી. મ્હારી જાનકી ! એ તને છાજે કે ? પવિત્ર સીતા ! આવો ! અરેરે ! મ્હારે તો ભર્યું જગત પણ કહેવાય ! પણ મ્હારી સીતાનું કોણ ? સીતા વિનાનું જગત છે ! સીતા વિનાનું જીવતર છે ને સીતા વિનાનો રામ પણ જીવે છે. પણ કયાંય મ્હારી સીતા નથી ! હાય ! જીંદગાની !

[ ગઝલ ]

ઉઘાડી આંખને જોવી રહી આ જીંદગાની ! ફાની !
ન રાખે બાકીમાં લ્હાણું નમેરી જીંદગાની ! ફાની !
ઉડે શ્રદ્ધા, ઉડે શાંતિ, રહી જ્યાં રોજ હાની ! ફાની !
સહી રહેવા શીખવતી આ અકારી જીંદગાની ! ફાની !
ગુબારા, હાથને, ગોળે, ઉરાડે, એ ગુમાની ! ફાની !
ફુટે જવાળામુખી ત્યારે હસે એ જીંદગાની ! ફાની !
ઝુંટી વ્હાલાં જનોને લે પરાણે જીંદગાની ! ફાની !
પ્રપંચી પાસવાનોથી ભરેલી જીંદગાની ! ફાની !
અહો હો ! આજની પીડા નથી રોઈ જવાની ! ફાની !
સતી સીતા વિનાની એ ! ઉડી જા જીંદગાની ! ફાની !

હા ! સીતા ( મૂર્છા ખાય છે )

(નેપથ્યે, " સીતા ! ચમત્કારથી તારા રામનાં દર્શન કર ! તેમને સાંત્વન આપ ! ચરણસ્પર્શ કરજે ને તે જાગે તેટલામાં અદૃશ્ય થઇ જજે ! ")

સીતાજી : (મૂર્છિત રામને ખોળામાં લઇ પંપાળે છે : ગાજવીજ સાથે શુભસૂચક વૃષ્ટિ થાય છે ગીત ગાય છે. ખસી જાય છે.)

[ ગીત ]

બાંહ્ય, દેવ ! ધરો, તમારાં દીન બાળકડાં તણી :
દુઃખના દરિયા મહીં ડૂબી મરે એ તરફડી !

તુજ શરણુ સાચું, અમ અનાથ પરે અનુગ્રહ કે. કરો !
નિરપરાધીને નિભાવો : નાથ દીનના ! સાંભળો !
કૌશિજનનાં દુઃખટાળક ! અંશ તુજ, મુજ પ્રિય પતિ !
કર્મનો અવયોગ એનો ટાળવા, મુજ લ્યો બલિ !

રામચન્દ્રજી : (અર્ધનિદ્રામાં) મ્હારાં દયાળુ દેવી સીતા ! તમે જ આખર મ્હારી સંભાળ લીધી કે? તમારા વિના મ્હારૂં કોણ છે હવે? અહા ! કેવી થંડક વળી ગઇ ? હૈયું તો જાણે હળવું ફૂલ ! સતી ! બોલોને ! (સ્વસ્થ થતાં)

અરે! પણ સીતા જ કયાં છે? એ તો સ્વપ્નમાં મ્હારી સુવર્ણમય સીતાનો મને સ્પર્શ થયો લાગે છે. માટે ચાલ હવે તો તેનાં જ દર્શન કરીને આંખ ઠારૂં ! હા ! સીતા ! (જાય છે)

સીતાજી : (અદૃશ્ય રહીને) ધન્ય ભાગ્ય એ સુવર્ણમય સીતાનાં કે મ્હારા રાઘવની એ સેવા પામે છે, (અદૃશ્ય થાય છે)

## અંક બીજો : પ્રવેશ નવમો.

સ્થળ : અયોધ્યાનો રાજમાર્ગ તથા માલવનો પ્રેમયોગ
પાત્ર :–નન્દા. માલવ, દેવમુખ, કુમારચન્દ્રકેતુ.

નન્દા : ( પસ્તાવો કરતી )

[ ગીત ]

મોહનથી હારની મદમાની માનિતી !
મદમાતી માનિની !
અરે ! હાંરે ! કોડિલી કામિની !
ગુણિયલ થાય રે ગુમાની :
અરે ! હાં રે ! મદમાતી માનિની !
ભોળી એ ભામિની !
અરે ! હાં રે ! મદમાતી માનિની ?
મોજીલાં માબાપની મનમોજી દુહિતા. ય :
દીન બને પ્રિયજન કને, જ્યારે મન સમઝાય !

( ગાલવ આવીને સંતાય છે )

અરેરે ! કોઇને નફ્ફટ મા મળશોમાં ! મન્થરાંની દીકરીને કોઈ બારણે પણ બાંધતું નથી.

આ, જો ! જો ! હાલહવાલ જેનાં નફ્ફટ છે માબાપ :
નમ્યું આપવું શીખે ન, તેને કર્મે ભૂંડી છાપ !

માલવ : (સ્વગત) અહોહો ! રામધૂન લાગી ! ગોપાલ ધૂન લાગી ! લગની લગાડી, હવે, ભાવ ખાઉં ભારી !

નન્દા : ભૂખડા બાપા મરી ગયા ! માડી મરી ગઇ ! ને મારી નન્દા પણ ગઇ ! હવે મારે કયાં જવું ? મેં બોલકીએ પણ જ્યાંત્યાં બાવળ જ વાવ્યા છે.

દેવમુખકાકાએ મને બધી વાતે દીલાસો દીધો છે. ને તેથી હવે તેમને જ આશરે જાઉં તો ખરી, પણ કદાચ રીસ ચડાવીને લવુ–

માલવ : (સંતાયેલો પ્રકાશ) લવુ ન બોલાવે તો ! એમને ? બોલો, મ્હારાં નન્દા ! પણ શેના બોલે બંદા ? બંકા ઓછા નહિ કાંઇ ખંધા ! બસઃ લે, નહિ બોલું, લે, બસ !

નન્દા : લવુ ! વ્હાલા લવુ ! આમ શું કરે છે ? તારા વિના હવે મ્હારૂં કોણ છે ? કહે જોઇએ ! ત્હારે ભરોંસે પડી છું. તો હવે માર કે ઉગાર !

માલવ : હાજી, નન્દાજી ! મારે મનડે ભાવોજી ! ખૂબ રોદણાં રોવોજી ! ડોળાડબ દેખાડુંજી ! બનાવું ને બીવડાવુંજી !

નન્દા : માલવ ! રમુજી માલવ ! એમ મજાકમાં શું ઉરાડે છે ? કંઇક દયા તો લાવ !

માલવ : હંઃ એમ કે ? ઠીક, ત્યારે જોઇ લેશું. પણ નન્દા ! મારે તો નિયમ છે કે જન્મારા આખામાં વીસનખીને વળગાડવી જ નહિ. આપણે તો બાળ બ્રહ્મચારી ! તો પણ વિચારીશું વળી !

હું તો છેલ છબીલો છોટો ! રાતો પીળો હું ગુલ ગોટો !
થાશે આ પણ બેનો જોટો ! પંદર પચ્ચીશનો શું ખોટો ?

નન્દા :

(ગીત)

હવે તો હદ થઇ હો ! જુઓને આમ : સ્વીકારો : શ્યામ !
પાતળિયા પ્રભુ ! પ્રીતે પધારો : પાથરી આપું પ્રાણ :
પૂજું પખાળું પાય તમારા : આવો, લઈએ લ્હાણ !

માલવ :

લાડકડી લલના લટકાળી ! સુખેથી, આવોને આમ !
સુંવાડી જીવ સમાન અપાવું અંતરમાં આરામ !

(બન્ને જાય છે.

માલવ : કેમ, કેવા આ બન્દા ! મેં પણ તારી મજાક કરી કે નહિ ? હવે તો તું જ મ્હારી નન્દા !

નન્દા : પણ તમારા બાપ વચ્ચે આવશે તો ?

માલવ : બ્હીલુડી રે મારી નન્દા ! આ એના જ કહેવાથી આજ હું તને તેડવા જ આવતો હતો ત્યાં તો તું મને આંહીં મળી ગઈ ને મ્હારી થઈ. પણ વચમાં એક બીજું વિઘ્ન આવે એમ છે તો તો મારી દીધા !

નન્દા : કેમ ! મારા માલવ ! એવું તે શું છે ? મને તો કહો !

માલવ : નન્દા ! જાણે મ્હારે પણ બાપા સાથે બ્હારગામ જવું પડશે. કેમ કે બાપા આજ કાંઇક એવું બોલી ગયા ! તો પછી તારૂં કોણ ?

( છૂપેલો દેવમુખ આવે છે )

દેવમુખ : તો પછી : માલવને આપે વરમાળ : તો નન્દાના છે ઘર બાર !

બેટા નન્દા તું સમજુ થઇશ એ જાણ્યું નહોતું ! પણ હવે લે ઠીક થયું. તારા બાપાની સાથેનો મ્હારો નાતો બહુ જુનો છે તે ઠીક સચવાશે, હવે.

પણ જાણે સામંતરાજ લક્ષ્મણજીના કુમાર ચન્દ્રકેતુ અશ્વમેધના અશ્વરક્ષક સૈન્યના સેનાપતિ નીમાયા છે. તેથી મ્હારે તો તેની સથે ફરવા જવું પડશે. ને કાં તો લવુને પણ કુમાર કદાચ તેડી જાય. તો પછી, બેટા નન્દા ! ત્હારે હાલ અહીં જ રોકાવું પડશે. ઠીક છે. પણ સારાં કામ ઉકેલ્યાં જ ભલાં ? ઠીક જાઓ બન્ને ઘેર ત્યાં હું આવું છું.

(રસ્તાની બાજુએ, નંદા ને માલવ સરકે છે)

દેવમુખ :–(જતાં જતાં એકલો સ્વગત) અહા ! પ્રભુ ! તું ધારે તે જ ખરું ! મેલી મન્થરાનું કાવતરૂં ઉઘાડું પાડ્યા પછી પસ્તાયેલા લોકોએ મન્થરાનું મોત પણ બગાડ્યું. હવે બધા પશ્ચિમ બુદ્ધિ પંડિત થયા છે. ને મને જ વિષ્ટિમાં નાંખ્યો છે. મારું ઉખેળ્યુ પાછું મારે જ સંકેલવું ! ઠીક, પ્રભુ ! પતીજ રાખજે ને પાર ઉતારજે !

(જાય છે)

નન્દા :–(બાજુએથી નીકળીને) ના, તે, લવું ! હું તો સાથે જ આવીશ. મને એકલું હવે ન ગમે. મોહિની લગાડીને આમ હવે મોંઘા થાવ : તે ન બને ! સમજ્યા કે ! મ્હારા માલવજી !

(ચન્દ્રકેતુ દૂરથી સીટી બજાવે છે)

માલવ :– ઠીક, ઠીક, નન્દા ! તને ફાવે તેમ કરજે. પણ જો, કાં, તો, કુમાર ચન્દ્રકેતુ આવે છે ! હાલ તુરત તો તું ઘેર જા ત્યારે ! હું હમણાંજ આવીશ.

(નન્દા સટકે છે)

ચન્દ્રકેતુ :– જય રઘુવીર ! માલવ ! પેલી છોકરી તારી સાથે કોણ હતી ?

માલવ : જય રઘુવીર ! કુમાર ! એ કોક હતી તો ખરી ! લ્યો, બોલાવું : એ છોકરી, એ બોકડી, એ લોકડી !

ચન્દ્રકેતુ :–અરે ! લવું ! એમ શું બરાડે છે ? હશે કોઇ ! આમ આવ, એક વાત કહું. જાણે તારે મારી સાથે જ સ્વારીમાં આવવાનું છે,

દેવમુખરામને મેં પણ કહ્યું છે. તેથી તે તને સાથે જ લેશે. કેમકે કાલે તો મ્હારે સેનાધિપતિ તરીકે, અશ્વરક્ષક સૈન્યની સાથે કૂચ કરવાની છે. અને તેટલા માટે ખાસ દેવી ઊર્મિલાએ આજે મહારાજાજીની સેવામાં જઇ આજ્ઞા માગી લાવવાનું મને કહ્યું છે. માટે હું ત્યાં જ જાઉં છું. અને તું અહીંથી સીધો જજે દેવી ઊર્મિલા પાસે ને વિદિત કરજે કેઃ હું પાછો આવું તેટલામાં મહારાજાજીએ આપેલાં ધનુષ્યબાણ, કવચ ને કિરીટ ત્રણે તૈયાર રખાવશો.

માલવ : જેવી કુમારને મારી આજ્ઞા : (જાય છે)

ચન્દ્રકેતુ ઠીક, જા, જા, હવે. (સ્વગત) અહા ! એ અમૂલ્ય ઉપહારને લાયક કામ કરી બતાવવાને હાથ તો ચળવળી રહ્યા છે. ને રોમેરોમ ઉભાં થાય છે. મહારાજાજીની આપેલી વીરદીક્ષા પણ કેવી ઉત્તેજક !

પરંતુ મહારાજાજી તો અત્યારે સીતાસદનમાંના સતીમંદિરમાં હશે. ને નહિ મળાય તો ?

અરે ! ના, પણ, હું જ ભૂલ્યો ! મને તો તેમની સેવામાં ગમે ત્યારે જવાની છૂટ જ છે. બરાબર, ચાલ ત્યારે તે આજે ત્યાં જ જઇને વિશેષ સૂચના સાથે આજ્ઞા માગતાં મહારાજાજીને પૂછું તો ખરો કે : રોજ રાજદરબારના વખત પછી આખો દિવસ ને રાત તમે ત્યાં બેઠા બેઠા એકલા તે શું કર્યા કરો છો ? કેમકે એ વિશે દેવી ઊર્મિ-લાને પૂછતાં છતાં, તે પણ તે વિશે કંઇ જ મને કહેતાં નથી. ને જ્યારે ને ત્યારે વાત ઉડાવે છે. આપણે ગણાયા બાળક એટલે મહા-રાજાજીના જીવનવૃત્ત વિષે તો મને શું જ કહે–કે સાંભળે ? પણ પેલાં મહાદેવીની વાતમાં કૈંક ગંભીર રહસ્ય રહેલું હોવું જ જોઇએ. તેથી મહારાજાજી તો મને મળતાં વેંત લડાવશે એટલે આજ એ બધું પૂછી લઇશ ને જાણીશ. અહા ! મહારાજાજીની મમતા તો અજબ જ છે. દુનીયામાં માબાપનું હેત ઈશ્વરે ન જ કર્યું હત તો કેમ જીવાત ! જ્યારે જ્યારે હું દેવી ઊર્મિલા સ્હામું જોઉં છું ને હસું છું : ત્યારે ત્યારે

દેવી તો જાણે હસતાં ને હસતાં જ ને હેતના ઘુંટડા ગળતાં હોય ! સામંતરાજની ને મહારાજાજીની છત્રછાયા નીચે તો સદા આનન્દના આવેશમાં ડોલું છું. ચાલ, ત્યારે ત્યાં ! વળી, એ છત્રછાયાની થંડી લ્હેરમાં ઝૂકવા ! ધન્યભાગ્ય મ્હારાં કે રઘુવંશનો હું રાજકુમાર છું. ક્યારે એ રઘુકુલતિલક મહાવીરોને કૈંક પણ પરાક્રમથી સંતોષ આપું ?

[ ગીત ]

રઘુવંશના વીર ધૂમે, રણધીર શૂર સરદાર !
દુષ્ટ પ્રજાપીડકને દૈવી દમામથી દળનાર !
સાધ્વાના સેવક ! પાપીની પરવા નહિ કરનાર !
પરાક્રમી પૂર્વજ એવાનો ચંદ્રકેતુ પરિવાર !

(જાય છે)

## અંક બીજો : પ્રવેશ દશમો.

### [ સીતાની સુવર્ણમૂર્તિને શરણે રામ ]

સ્થળ : સતી સીતામંદિર.
પાત્ર : રામચંદ્રજી, ચંદ્રકેતુ, લક્ષ્મણ ને ઊર્મિલા.

રામચન્દ્રજી : (સતીનું સ્તવન કરતાં)

[ ગીત ]

જડે ના ક્યાંય જોડી એ અલૌકિક એક સીતા !
રઘુવીર રાજવીની એકની એ એક સીતા !
સતી ! મુજ સાધ્વી, તું આ રામની તો એક સીતા !
સકલ સીતા ભરી સૃષ્ટિ : અહાહા ! એક સીતા !

ભગવતી દેવી જાનકિ ! મિથિલાની લીલા ભરી બાલિકા ! પંચવટીની ધર્મ સહચારિણી ! મારા સંબંધમાં આવીને તો તું દુઃખ જ પામી !

મારી મહા પ્રજા! કંઇક તો દયા લાવો! મારી ગરીબડી સીતાએ તમારું શું બગાડયું હતું? અરેરે! મને તમારે ખોળે રાખી, મારી સીતાને ઊંડી ખીણુમાં ફેંકી દેવરાવતાં તમને જરાય દયા ન જ આવી? સતી! તમે કયાં હશો? અરેરે! આટઆટલું દુઃખ ભોગવતાં હશે, છતાં દોહ્યલું તો મારું જ જાણુશે. અહા! કેવું વિશાળ હૃદય! અહા! ગુણુવતી સીતા! તારી મંગલ મૂર્તિ મારી નજર આગળથી કેમ જ ખસે? મારી આસપાસ તે તર્યા કરે છે, તરવર્યા કરે છે, મને હસાવે છે, મારાં આંસુ લૂછે છે, મારૂં હૈયું પંપાળે છે, માથું ચાંપે છે, નીરાંતે ખોળામાં સુવાડે છે ને કૈં કૈં લાડ લડાવે છે. અહા!

[ગીત]

ધન્ય ધન્ય અવતાર જગતમાં,<br>
ગુણિયલ જેને નાર!

રસસૂનાં જનને રસઘેલી, રમ્ય રસિક કરનાર!<br>
દીલ દુભાયલનાં દુઃખડાંને, હસમુખી, એ હરનાર!

મંગલમૂર્તિ મનોહર રમણી હર્ષઉરે ભરનાર!<br>
સુભગ સુન્દરી સુન્દર વરને સુખે સફળ કરનાર!

(સુવર્ણમય સીતાજીની સ્તુતિ કરતાં–)

ખરૂં જોતાં તો જીવતરમાં ક્ષણિક હરખ ને શોક જ જ્યાં ને ત્યાં ભર્યા છે. તેને નીહાળતાં અશોક કરૂણા જાગે તો જીવનમાં પ્રણય–રમણ જ જામે. (ગીત ગાય છે)

[ગીત]

મ્હારે રમકડું એક છે નાજૂક નાની પૂતળી!

(કુમાર ચન્દ્રકેતુ આવે છે)

ચન્દ્રકેતુ : પણ મહારાજાજી! એ રમકડું કયાં છે? મને જોવા દેશો?

રામચંદ્રજી : કોણ? મ્હારો બાલૂડો કુમાર ચંદ્ર! આવ બાપુ! આવ! તું યે મ્હારૂં બીજું રમકડું સ્તો! અને આપણે બધાં

યે પ્રભુનાં જ રમકડાં છીયે હો ! બોલ, ત્હારે એ રમકડું જોવું છે કે જાણવું છે ?

ચન્દ્રકેતુ : પહેલાં તો એ કેવુંક છે તે કહી બતાવો : એટલે જોવા રમવા ટાણે મજા પડે !

રામચન્દ્રજી : ત્હારે એની સાથે રમવું પણ છે કે ? ભલે, કુમાર ! પછી રમજે હો ! પ્રભુ શરણે આપણે રીઝવાને અને રમવાને જ સરજાયાં છીએ હો ! નહિ કે રોઇને સૂઈ રહેવા ! કુમાર ! જો ! સાંભળ !

[ગીત]

મ્હારે રમકડું એક છે નાજૂક ન્હાની પૂતળી !
દેવની દીધેલ મોંઘી એ મજાની પૂતળી !
દ્વૈતે ભર્યા સંસારની યાત્રા તણી એ સહચરી !
આશા નિરાશાની ધરે સાડી અજબ રંગી વળી !
સાથે હસે, સાથે રડે, સમવિષમ માર્ગ પળી પળી !
આંસુ તણી માળા મને પ્હેરાવતી એ પૂતળી !
કંઇ તિમિર તેજ તણાં પડો જગના જીવનમાં છે ભર્યાં:
સંકેલતાં ઉકેલતાં એ જાણતી મુજ પૂતળી !
સ્વપ્નાં જનન કે મૃત્યુનાં જાણે ન મ્હારી પૂતળી !
સૂનકાર હું: ને શીળી શાંતિ: એજ મ્હારી પૂતળી !

ચન્દ્રકેતુ :— પણ, મહારાજાજી ! રાજયોગના સ્વાધ્યાયમાં તો એવું આવે છે કે:—સંસારસૌખ્યનાં આંસુની માળાથી અજબરંગી સાડી ને જીવનનાં પડ તો ધોવાઇ જાય છે. તો પછી એવી અમરંગી વસ્તુનો મુગ્ધ મોહ પણ ઘટે કે ? શુદ્ધ જ્યોતિર્મય પુતળી મને તો બહુ જ ગમે !

રામચન્દ્રજી:— કુમાર ! મ્હારા મુગ્ધ વચની ગભરૂ સુકુમાર ! રાજ-ગુરૂદેવે તને શીખવેલું છે તો બધું બરાબર ! પણ સંસારશાસ્ત્રની દૃષ્ટિના ને અનુભવ સૃષ્ટિના અભેદ યોગે તને, એ વાતનો પ્રત્યક્ષ બોધ થશે હો ! બાકી કુમાર ! રંગ તો ક્યારનો ઉડી જ ગયો છે ને પડ ખવાઇ ગયાં છે !

ચન્દ્રકેતુ:—એ તો બરાબર : પણ ત્યારે પુનરૂદ્ધાર પણ અશક્ય જ કે?

રામચન્દ્રજી:—ખંડેરની ભવ્યતા તેના ખરી પડવામાં જ સમાય છે.

ચન્દ્રકેતુ : ત્યારે, મહારાજાજી ! એ મેળ કેમ ખાશે ? ઉષા તો આવવાની જ હો !

રામચંદ્રજી : મ્હારા કાલાઘેલા કુમાર ! સમષ્ટિનું ભાન વ્યષ્ટિમાં સૂઝે ત્યારે જ સત્યનો ઉજાસ પ્રકટે હો !

ચન્દ્રકેતુ : હા, મહારાજાજી ! એ ખરૂં. પણ તેની સાથે વ્યષ્ટિ-વ્યવસ્થા સમઝાય ત્યારે સમષ્ટિભાવના સ્ફુરે હો ! મહારાજાજી ! હવે એ વ્યક્તિ સમઝાઈ છે તો હવે એ સમષ્ટિને વ્યષ્ટિમાં સમાવા દો. બાપુજી !

રામચન્દ્રજી : બેટા ! તું સમજે છે તેવું જ જો તે હોય તો મ્હારા કુમાર માગે છે તેવું જ મળે હો !

ચંદ્રકેતુ : એમ ખરૂં કે ? તો મહારાજાજી ! એમ જ છે તો વિશેષ થશે હવે ! તો બતાવો, મને, એ તમારી સમષ્ટિમય વ્યષ્ટિ સમી પ્રાણપૂતળીને ?

રામચન્દ્રજી : કુમાર ! તને બતાવું તો ખરો. પણ તને પણ એ નહિ ગમે તો ? પોતાનાં પ્રિયજનનો અકારણ અણગમો પણ તારાથી ખમાય ખરો ? તો સાટે દર્શનથી તૃપ્તિ થાય તો તેને ખોળે સમાઈ પાવન થજે. હો ! બાપુ ! કુમાર !

ત્યારે જોઈલે એ પવિત્ર દેવીને ! એ જ મ્હારૂં અમરમકડું ! એ જ મ્હારી આંસુની પૂતળી ! એ જ: એ જ: મ્હારી સી......

(મૂર્છાગત થાય છે)

ચન્દ્રકેતુ (સ્તબ્ધ થતાં) અહા ! સમષ્ટિને સમાવનારાં પણ હાલ તો સમષ્ટિમાં જ સમાયલાં પેલાં મહાદેવી તો આ જ કે ? અહા ! શી સુન્દર ભાવના ! મહારાજાજી ! આ મહાદેવીને રમવાનું રમકડું હું જ બનું તો ? તેના પગમાં પડું—આળોટું—પણ, બાપુજી ! એને બોલાવોને !

કહેનાં બોલાવ્યાં હવે એ બોલાવાશે ? અરે ! પણ મહારાજાજી કેમ બોલતા નથી ? બાપુ ! બાપુ ! આમ કેમ કરો છો ? શું સૂઈ ગયા ? ઉઠોને ! અરે ! મહારાજાજી તો ઉઠાડયા ઉઠતા પણ નથી. ચાલ, ચાલ, ત્યારે દેવી ઊર્મિલાને અને સામંતરાજને એકદમ બોલાવી લાવું ! [ઝડપથી જાય છે]

(જનાંતિક વાતો કરતાં ઊર્મિલા ને લક્ષ્મણજી બીજી બાજુથી આવે છે ]

લક્ષ્મણજી : દેવી ઊર્મિલા ! સતી સીતાનાં ને મહારાજાજીનાં દૂરથી દર્શન કરી લ્યો ! જય દિવ્ય દંપતી !

ઊર્મિલા : જય દિવ્ય દંપતી ! સામંતરાજ ! હમેશાં જ્યારે જ્યારે આપણે અહીં આવીયે છીએ ત્યારે સતી સીતાજી મને બોલાવતાં હોય એમ લાગે છે. હસાવે છે: કલાવે છે : રમાડે છે ને કૈં કૈં ભણકારા ભરે છે ! મને તો દેવી સીતાજી અહીં જ હોય એમ હમણાંનું લાગે છે. તો શું તેમને ખરેખર પાછાં પધરાવી લાવવામાં આવશે કે ? અહા ! પણ મહારાજાજી પોતાની પસ્તાતી લાડઘેલી પ્રજાની અરજ હવે ધ્યાનમાં લે તો કેવું સારું ? ફક્ત ખોટી હા પણ મહારાજાજી પાડશે તો પૃથ્વીનાં પડેપડ ઉખેળીને તેમાંથી ગોતી લાવી સતી સીતાજીને લોકો પાછાં અહીં જરૂર પધરાવશે. સામંતરાજ ! વમુખ જેવાનું શું ગજું એમાં ? ભગવાન રાજગુરૂદેવ વસિષ્ઠજી અને આપ વિના મહારાજાજી પાસે હવે એ વાત ઉચ્ચારવાની હિમ્મત પણ કોઇની જ નથી હો !

લક્ષ્મણજી : દેવી ઊર્મિલા ! તમારી સૂચના મુજબ જ કરવું બધું ાર્યું છે ને ! ચાલો, આપણે હવે મહાદેવીનું ધ્યાન ધરિયે. જુઓ, હારાજાજી પણ ધ્યાનમાં જ જણાય છે. દેવી ! આવાં દમ્પતીના દ્ભુત જીવનથી આપણને સ્વર્ગીય સંસારની ભાવના શું નથી સ્ફુરતી ? યોધ્યાની મહાપ્રજા હવે અતિ પસ્તાય છે એમાં શું ખોટું છે ? માં શી નવાઇ ?

ઊર્મિલા : સામંતરાજ ! સતી સીતાજીએ મહારાજાજીના શરણમાં વનવાસ ભોગવ્યો : તે સમયના સૌખ્યની સૌભાગ્યલક્ષ્મી આજ રામ વિનાનાં એકલડાં વનવન રઝળે છે ! સાગરનાં મન્થન ઊલટ્યાં છે ! સતી જનસુખના હવને સમાયાં ને મહારાજાજી નીલકંઠ બન્યા ! વનબાલા પાર્વતી સમી તપસ્વિની સીતાજીના ઉગ્ર તપથી આકર્ષાઈને ભરચક ભવ વચ્ચેના સ્મશાનમાં જગત્કલ્યાણકર કૈલાસને જોગવનાર શંકર સમા મહારાજાજી, ક્યારે, અરે ! ક્યારે, હવે તે એ યોગિનીનો સહચારયોગ પામશે ?

પ્રભુના પ્રબલ બાહૂધર રાજ ! આપની આ પાર્થિવ સહચરીમાં એવી વાસના, એ દેવદંપતીનું સહચારવૃત્ત, આજ ભરે છે કે : આવાં અલૌકિક અને પરમાદ્ભુત જીવનવૃત્તાંતવાળાં દંપતીની વિમલ વાસનામાં જે અનંત ગોમંડલ રચાય છે તેના શતગવ્યભર્યા મહાસાગર મધ્યે ડોલતી સહસ્ત્ર કલ્યાણકારી સંસૃતિની સ્હોડમાં મ્હારા સામંતરાજ રાજયોગના કલ્યાણધર્મની મંગળ મુદ્રા સાકાર આદરે ત્યારે તેના અનંતદલપટમાં, આપની આ રંક દાસી સદા સમાઈ રહેઃ એ જ આપણા દેવવ્રતની સકામતા પ્રભુ અવશ્ય સફળ કરશે સ્તો ! સામંતરાજ !

લક્ષ્મણજી : અને તેટલા જ માટે તમે આપણી આ કમળરંગની કંથા તૈયાર કરાવી છે કે ? તમે કમળમાં સમાશો પછી મ્હારે તમારી આસપાસ ગુંજવાનું કે ? અરે ! વાહ ! રે ! મ્હારી મંગલમૂર્તિ ! છેવટે કમળહૃદયે શમાવશો જ ને ?

ઊર્મિલા : દેવ ! પણ મહારાજાજી કાં તો—

( નેપથ્યે : દેવી ઊર્મિલા ક્યાં હશે ? )

કોણ ? કુમાર કે ? આમ, આવો, બાલકરાજ ! કેમ આમ વિહ્વલ છો ?

ચન્દ્રકેતુ : દેવી ! મહારાજાજી મને પેલ્લાં મહાદેવીનાં દર્શન કરાવતા હતા. ત્યાં અચાનક આમ ઢળી પડયા છે, તે બોલાવ્યા બોલતા પણ નથી. તો ચાલો, ચાલો, તેમને જગાડોને !

ઊર્મિલા : ચાલો, ચાલો, કુમાર! ઠીક કર્યું કે તમે એ ખબર આપી. નહિતર અમે તો મહારાજાજીને ધ્યાનમાં જ જાણતાં હતાં! સામંતરાજ! ત્યાં જ જશું ને?

લક્ષ્મણજી : હા, હા, પણ આસ્તે આસ્તે ચાલો: ને ધીમા સૂરે પેલું "સતી સંગીત" ઉપાડો : એટલે મહારાજાજી ધીરેથી જાગશે. એમ જ કરીશું ને?

ઊર્મિલા : એમસ્તો ! રાજ ! ( ત્રણે સતી મૂર્તિ પાસે હળવે હળવે જાય છે ને ગાય છે. "જડે, ના, કયાંય જોડી, એ અલૌકિક એક સીતા !" )

રામચન્દ્રજી : (સ્વસ્થ થઇને) કોણ, મ્હારાં બાલુડાં ? અરે! પણ બાલકુમાર હજી ત્યાં જ બેઠો રહે છે કે? બેટા ઊર્મિલા! કુમારને સુવર્ણ મૂર્તિ પાસેથી ખસેડી લ્યો! જો! એ વળી ગભરાય છે!

ઊર્મિલા : જેવી દેવની આજ્ઞા! કુમાર! આમ, આવો! એમ ન કરીએ હો! જુઓ! મહારાજાજી તમને બોલાવે છે.

ચન્દ્રકેતુ : નહિ, દેવી! મને તો આ મહાદેવી બોલાવે છે ને કૈં કૈં વાતો કરે છે. જો! બોલ્યાં! તમે સાંભળ્યું કે? એ તો કહે છે કે: "કુમાર ! મ્હારી પાસે જ રહેજો હો !" તેથી હું તો તેની પાસે જ જઇશ ને રહીશ. મહારાજાજીને કહેજો કે: હું તો નહિ આવું! દેવી ઊર્મિલા! મને તો તમારા કરતાં પણ આ મહાદેવી બહુ જ ગમે છે. તેથી હું તો નહિ આવું. જાઓ.

રામચંદ્રજી : (સ્વગત) કુમાર તો નથી આવતો જણાતો! લાવ, ત્યારે એને બીજે બ્હાને બોલાવું. (પાસે જઇને પ્રકાશ) મ્હારા બાલૂડા કુમાર! તમે જ કહેતા હતા ને કે: સમષ્ટિમય વ્યષ્ટિને સમષ્ટિમાંથી જ સંશોધાય! તો મૂર્તિમાન સમષ્ટિ છે, તેનો અપરોક્ષ યોગ ઐક્ષ્વાકુ વંશનો વીરકુમાર વિનાયક થઇને નહિ જ

માર, સૈન્ય તો સજ્જ કરી લીધુ ને? પેલાં કવચ કિરીટ

મ ન આવ્યા તમે?

બેટા ઊર્મિલા ! એ લશ્કરી પોશાક મંગાવીને અત્યારે જ કુમારને પ્હેરાવી જોઇશું ને ?

ઊર્મિલા : મહારાજાજી ! કુમારના જ મંગાવવાથી માલવની સાથે મેં તેમને થોડીવાર પહેલાં જ મોકલાવ્યો છે. તે કાં તો કુમારને માલવ હજી મળ્યો નહિ હોય. એટલે કાંતો તે હમણાં અહીં જ આવવો જોઇએ. કેમ, પ્રતિહારી ! (પ્રતિહારી આવે છે)

પ્રતિહારી : દેવી ! માલવ સેવામાં આવવા રજા માગે છે.

ઊર્મિલા : આવવા દે. (માલવ આવે છે) જુઓ, કુમાર ! માલવ, એ પોષાક સાથે, યુવરાજજીએ આપેલાં આયુધ પણ લાવ્યો છે. તો આવો અને પ્હેરો આ વીરશૃંગાર !

ચન્દ્રકેતુ : ના, ના, માજી, મારે તો આ મહાદેવીની બીની મીઠી આંખનું અમૃત પીવાને અહીં જ રહેવું છે. મારે કોઇનું કામ નથી. મારે કાંઇ જ જોઇતું નથી. મારે તો મારાં મહાદેવી જ જોઇએ.

રામચન્દ્રજી : બેટા ! રાજયોગનો રાજવીર આમ મુગ્ધ થઇ જતો હશે કે ? આમ, આવ, કૈંક કહું. (કાનમાં કહે છે) પ્રેમચર્યાનું રહસ્ય હવે સમજી ગયો ને ! કુમાર !

ચન્દ્રકેતુ : એમ જ ! મહારાજાજી ! એમ જ ! વીરાંગનાના વિજય-મંગલનું તાન જગાવીશ ને બસ :

(ક્ષાત્રોદ્રેકથી ઉશ્કેરાય છે.)

રામચન્દ્રજી : એ જ સૂર્યકુળનું તેજસ્વી કિરણ ! અદ્‌ભુત સત્ય પણ એ જ ! આવો, બેટા ઊર્મિલા ! આપણે કુમારને વીરતિલક કરીને વિદાય કરિયે !

(કુમારને લશ્કરી પોષાક પ્હેરાવે છે)

માલવ દેવી ઊર્મિલા ! કુમારને ક્ષાત્રોદ્દીપક રણશૌર્ય ચડયું લાગે છે, તો આજ્ઞા હોય તો તેમને પ્રિય પેલું રણવીરનું ગીત અમે સાથે ગાઇયે.

રામચન્દ્રજી : હા, હા, એ પણ છેડો ને ? કુમાર !

ઊર્મિલા : (વીર શૃંગાર ધરે છે) કુમાર ! રઘુવંશના વીર કેવા સરસ લાગો છો ? મહારાજાજી કેવા રીઝે છે ! માલવ ! તો ગાઓ પેલું ગીત ! ને સાધાવો.

ચન્દ્રકેતુ ને માલવ :

[ ગીત ]

રઘુવંશના વીર ઘૂમે રણધીર શૂર સરદાર !
દુષ્ટ પ્રજા પીડકને દૈવી દમામથી દળનાર !
સાચાના સેવક: પાપીની પરવા નહિ કરનાર !
પરાક્રમી પૂર્વજ એવાનો ચંદ્રકેતુ અવતાર !

(સર્વે જાય છે)

●
● ●

# સીતાયન : નાટક.

## અંક ત્રીજો : પ્રવેશ પ્હેલો.

(વાલ્મીકિતપોવને ગુપ્ત રહેલ સીતાજીની પુત્રલીલા)

સ્થળ : તપોવન.

પાત્ર : સીતાજી, સરલા, કુશ. લવ, ઈન્દિરા.

સીતાજી :

[ ગીત ]

સરલ રસાળા ! સહૃદય વ્હાલા ! મ્હારા શ્યામ !
મ્હારા રામ ! હો !

પાળ્યાં પરાયાં : જીવતર બાળ્યાં :
ન્યારાં હવે રહેવાં રઘવાયાં !

મ્હાલ્યા : સ્હાવ્યા : સહુ સરજાયાં !
સ્હેવાં સુખદુઃખ રોજ સવાયાં !

રાઘવરાજ ! સૂર્યવંશની અધમ કુલવધૂને ઉદ્ધારવા માટે કાંતિમય કુલદેવજનને સ્વાગત આપો ! પ્રત્યેક પળ સંવત્સર સમી મને તો વીતે છે, છતાં આશાના ડગમગતા આંબા તે શાને એકસામટા ને અણધાર્યા ઉગતા હશે ? ને હિંડોલે હીંચોળતા હશે ? કુલદેવ રવિરાજ ! અભિલાષા ભરી ઉષ્મા પ્રેરી રંક બાળકીના જીવનમર્મ જગાડો છો ? પણ તેથી વિશેષ સતેજ આપના રાજવીર બાલકનું યોગક્ષેમ કરજો હો ! રઘુકુલદેવ !

આનન્દ શાંતિથી ઘેરાતાં નયનમાં આપનું જ્યોતિ ઝળહળે છે. ઘૂમો મ્હારા રાજ ! શું આપું સુખસાજ ? રામ: મુજ શિરતાજ !

(ધ્યાન ધરે છે)

સરલા:–(આવીને સ્વગત) અહાહા ! આજ તો કંઇ એવું મજાનું સોણું આવ્યું કે જાણે દેવી સીતાજી પાસે ઉડીને જાઉં, ને અંતર ઉઘાડું !

[ ગીત ]

મ્હાણું વાયું ને આવ્યાં સોણલડાં આંખમાં :<br>
સાંભર્યાં ભૂલાય ને ભૂલ્યાં ન સાંભરે સોણલાં !<br>
રાત ઉડે ને અંધારાં ઉડતાં આભમાં :<br>
ઉષા ઉગે ને આશા ઝગે હો ઉમંગમાં !<br>
આજને વધાવું મહામંગલમય આનંદમાં :<br>
રોજને રોજ, આમ, સાચાં પાડજો પ્રભુ ! સોણલાં !

ચાલ, ત્યારે ત્યાં જ ! પરંતુ સાતાદેવી તો ધ્યાનમાં હજી જણાય છે ! સરલા ! આવાં પતિમય સતીનાં દર્શન ને સેવા કરવાની તને આમ તકમળે છે: એ તારાં ઓછાં મહદ્‌સદ્‌ભાગ્યની વાત નહિ હો ! સતીના મ્હોંનો તેજનો અંબાર હમેશ કરતાં આજ કૈંક ઓર છવાઈ રહ્યો છે. ખરેખર મને કૈંક એમ જ થાય છે કે મ્હારૂં આજનું સ્વપ્ન સાચું જ પડશે ! ને ભગવાન રૂડાંવાનાં જ કરશે. મ્હારાં સીતા દેવીને મહારાજાજી પાછાં લાડ લડાવશે. એ કેવું લાગશે ? અરે ! એ જોઇને તો હું–

સીતાજી:–(ધ્યાનમાંથી જાગતાં, સાંભળી જતાં) ક્યાંક ઘેલી બની જતી નહિ ! મ્હારી ગાંડીઘેલી સરલા ! આમ ઘોડા શું ઘડયા કરે છે જે ? તું તો એવી ને એવી જ હોંસાલી રોજ રહી કે ? સોણલાં તે ક્યાંય સાચાં પડયાં છે કે ?

સરલા : ના, પણ, દેવી ! આજનું મ્હારૂં સોણું તો–સાંભળો જ ! તમને પણ સાચું લાગશે.

સીતાજી : ભલે, મ્હારા દુ:ખમાં ભાગ લેનારી મારી બ્હેન ! ભલે બોલ, ને, હૈયું હેઠું કર !

સરલા : દેવી ! જાણે અયોધ્યામાં દેવીની સુવર્ણમય મૂર્તિને લોકોએ રાજ્યમંદિરમાં શિર પર ધરીને–પધરાવી અને સતીનું વિજય-મંગલ ગાતાં ગાતાં ને ઘંટા બજાવતાં, મહારાજાજીને દેવીની આરતી ઉતારવાનું લોકોએ કહ્યું. ને તે ઉપરથી જેવા મહારાજાજી કૈંક બોલીને આરતી ઉતારવા જતા હતા કે તુરત સતી સિંહાસનેથી ઉતરીને મહારાજાજીને પોતાના હૈયાં સાથે ચાંપવા લાગ્યાં ને કૈંક કાનમાં કહેતાં હતાં: એ બધું મેં જોયું–ન જોયું. ત્યાં તો હું આનંદથી રોઈ પડી ને રાડ પડાઇ જતાં જાગીને ઝબકી ઉઠી. દેવી ! કહો જોઇએ ! હવે એ સ્વપ્નું સાચું પડશે કે નહિ ?

સીતાજી : ઘેલી સરલા ! રંક સીતા એવા સદ્‌ભાગ્ય માટે સરજાયલી જ નથી હો ! ઘેલાં કાઢમાં બ્હેન !

સરલા : દેવી ! તમે તો આવા દારૂણ દુઃખમાં કાંઇ જ સાચું નહિ માનો, પણ મને તો સાચું જ વસે છે હો. પછી હું તરંગમાં ચડી તે બહુ જ બહુ. જાણે દેવીનો દીન સેવક અને લવુનો બીજો ભાઇ બન્ને આવ્યા વધાઇ ખાતા ને મેં વધાવી લીધા.

સીતાજી : અહોહો ! સરલા ! તું પણ ઓછી રમૂજી નથી હો ! મ્હારા દુઃખમાં ભાગ લેવાને આવી, દેવમુખરામને અને એક દીકરાને છોડયા. મ્હારી સાથે તું પણ મારી પેઠે જ છાની રહી–વળી–

સરલા : પણ દેવી ! ધારો કે અયોધ્યાની મહાપ્રજા એમ તમને પધરાવી જાય ને મહારાજાજી દેવીને પગે પડે તો !

સીતાજી : અહો ! કેવી વાત વાળી ? અને ધારો કે એમ ઉભેલા મહારાજાજીની પૂજન સામગ્રી લઇને તારો ગાલવ ને દેવમુખરામનો માલવ બન્ને પડખે ઉભા રહે તો તું કહોને ત્હારો કહીશ ? ને પછી કયાંક દેવમુખ ને તું લડી પડશો તો ? પછી એ વિઘ્ન નહિ આવે કે ? માટે ઘેલી સરલા ! હવે એ વાત જવા દે ! જો આ બન્ને રાજકુમારો આવે !

(કુમારો લવ ને કુશ આવે છે)

કુશ અને લવ : રમાદેવી ! કુશ લવ નમે છે.

સીતાજી : બન્ને કુમારો રાજયોગનો કલ્યાણ ધર્મ સાધો, કિરીટ-ધર થાઓ અને સ્વસ્થ ને સુખી બનો !

લવકુમાર : દેવી ! આજ તો ઇન્દિરા ક્યારની રોયા કરે છે. અમે અને ગાલવે બહુ સમજાવી પણ છાની રહેતી જ નથી.

સીતાજી : કેમ કુમારો ! શા માટે રડે છે એ ?

લવકુમાર :–કોણ જાણે ! દેવી ! મેં તેને પૂછ્યું ત્યારે તેણે એમ કહ્યું કે :–મને મ્હારાં સીતાબ્હેન સાંભરી આવ્યાં છે. તે ઉપરથી મેં પૂછ્યું કે : એ ત્હારાં સીતાબ્હેન તે કોણ ? ત્યારે એ કહે કે :– વિદેહરાજની પુત્રી ! વળી તે તો અયોધ્યે જવાની વાત કરતી હતી. ને ધ્રૂસકે ધ્રૂસકે રડતી હતી. પછી મેં તો પૂછવું જ મૂકી દીધું. તો, દેવી ! એનાં સીતા બ્હેન તે કોણ હશે ? શું રામાયણવાળાં તો નહિ હોય ?

સરલા : ( સ્વગત ) અરેરે ! ગભરૂ કુમાર ! તમે તો હવે હદ કરી હો !

કુશકુમાર : ( જનાંતિક ) લવકુમાર ! તમે જ એમ વળી શું પૂછો છો ? સ્વાધ્યાય વિના રામાયણની વાત બીજે કોઇ વખતે પણ દેવી પાસે નહિ ઉચ્ચારવાનું તમે જ સૂચવતા હતા ને !

લવકુમાર : હા, એ ખરૂં. હું જ ભૂલ્યો. જુઓ. આટલું સાંભળીને પણ દેવી રમાનું મ્હોં કેવું લેવાઇ ગયું ? અહા ! કેવાં કોમળ હૈયાં-વાળાં છે એ ? પણ દેવકુમાર ! કહો તો આજ એ જ વાત છેલ્લી છેલ્લી નક્કી કરી લઇયે. કેમ કે ઇન્દિરા પણ સ્વાધ્યાય સાંભળતાં હમેશાં આમ જ મુંઝાઇ જાય છે !

કુશકુમાર : ઠીક, પણ, ત્યારે મને જ એ વાત પૂછવા દ્યો. ( પ્રકાશ ) દેવી રમા ! રામાયણનાં પૂજ્ય વીરજનોને શું ઇન્દિરા

ઓળખતી હશે ? સતી સીતાજીને અને મહારાજાજી રામચન્દ્રજીને શું તેણે જોયા હશે ?

સીતાજી : મ્હારા કાલાઘેલા કુમાર ! એ તો એને સહજ સ્વપ્નું આવ્યું હશે. બાકી, અયોધ્યા ક્યાં ? ને ઇન્દિરા ક્યાં ? એ તો ભગવાન વાલ્મીકિને શરણે મૂકાયલી એક નમાઇ બાળકી છે ને એ વાત તમે પણ ક્યાં નથી જાણતા ? હશે, ક્યાં છે એ ! ઇન્દિરા ! ઇન્દિરા !

ઇન્દિરા : ( દૂરથી દોડતી આવતી ) જી, માજી ? આ આવી !

સીતાજી : આવ, બેટા ! આજ કેમ સંગીતનો પાઠ હજી નથી લાવી ? રમતમાં ભૂલી ગઈ કે ?

ઇન્દિરા : રમાદેવી ! હું એ જ પાઠ ગોખતી હતી. ત્યાં મને કૈંક યાદ આવ્યું ને માજી ! તેથી અહીં આવતાં વાર લાગી !

સીતાજી : તો તેં શામાંથી આ જ તારો પાઠ તૈયાર કર્યો છે ? ઇન્દિરા !

ઇન્દિરા : આજ તો કુશકુમાર ને લવકુમાર રામાયણ ગાતા હતા. તેમાંથી સતી સીતાજીનું એક ગીત સંગીત બનાવ્યું છે. તો કહો તો તે ગાઉં !

લવકુમાર : હા, હા, દેવી ! ભલે, ઇન્દિરા આજ તો એ જ ગીત ગાય કે જેથી એનું સ્વપ્ન તેને ફરીથી ન સતાવે. તેથી તેનું હૈયું હળવું થશે. કાં નહિ ? કુશકુમાર !

કુશકુમાર : હા, એમ જ ! દેવી રમા ! રજા આપો તો બીજી બાળાઓને પણ બોલાવિયે.

સીતાજી : ભલે, કુમાર ! ભલે તમે બાળકો જેમ રાજી થાવ તેમ ગાઓ ને ગવરાવો. (સ્વગત) મ્હારા રાઘવરાજ ! ભગવાન વાલ્મીકિ ! હવે તો આ જીવનનો અંત આણો તો ઠીક. અરેરે ! મ્હારાં ઓછાં ઓછાં થતાં બાલુડાંને હું શું સમજાવું ? મ્હારા રામ ! ક્યારે હવે તે તમારી ને તમારાં બાલકડાંની સેવામાં રંક સીતા વિહરશે ? હા ! રામ !

[ ઇન્દિરા જઇને બીજી ઋષિ કન્યકાઓને તેડી લાવે છે. ]

ઇન્દિરા અને ઋષિકન્યકાઓ :

[ગીત]

સહિયર શાણી! ઉમંગ આણી, ચાલો, સતીને, સહુ નમિયે!
સ્વામી શરણમાં, નિજ જીવતરના કોડ કરે: તેને નમિયે:
રાજભુવન ને વનવગડાનાં સુખદુ:ખમાં સ્વામી સેવ્યા :
તેમ વરયો વ્હાલાં જનનો નહિ વાંક: સતી વનવાસ વસ્યાં!
એવાં પતિમય જીવનવાળાં સીતા સતીને વન્દન કરિયે!

સીતાજી : (આંસુ લૂછતાં) ચાલો. હવે આશ્રમમાં : મ્હારાં બાલુડાં! પણ આજ ગાલવ કેમ હજી નથી દેખાયો? ઇન્દિરા! ગાલવને ગોતી લાવ જોઇએ!

કુશકુમાર : જી, ચાલો, માજી! (જતાં જતાં સ્વગત) લવકુમાર! જોયું કે : રમાદેવીની આંખોમાંથી કેવાં આંસુ દડદડ વહેતાં હતાં તે! અને ઇન્દિરા પણ ગભરાયેલી લાગવાથી દેવીએ કેવું બીજે બ્હાને તેનું મન બીજે લગાડયું તે?

લવકુમાર : ખરૂં છે! દેવકુમાર! રમાદેવીને જ્યારે જ્યારે હું જોઉં છું ત્યારે ત્યારે મને પણ કેંનું કેં થઇ જાય છે! આપણને જ્યારે તે જોતાં હોય છે ત્યારે જાણે કેમ અમીના વરસાદમાં આપણે ન્હાતા હોઇએ!

કુશકુમાર : હા, હો! જાણે એ તો આપણાં જ માતા! ચાલો, માજી સાથે. (સૌ જાય છે)

ઇંદિરા : (એકલી પાછળ પડતાં) માજીએ લવુને બોલાવી લાવવાનું કહ્યું પણ ક્યાંથી હું તેને ગોતી લાવું? લવુ તો ક્યારનો રીસાયો છે. તે હવે શાનો બોલાવ્યો બોલશે? પણ તો પણ ચાલ, તે આટલામાં હોય તો મળું ને ઝટ મનાવીને આશ્રમે લઇ જાઉં. પણ પેલું કોણ આવે છે? લવું તો ન હોય શું? હા, હા, એતો એ જ મારો ગાલવ: કુમળો પાંદડિયો પાલવ! (બોલાવે છે)

લવુ ! લવુ ! એ લવુ ! ચાલ જઇને ઉભો રાખું.

(ત્યાં ભૂલો પડેલો માલવ આવે છે)

માલવ : (સ્વગત) અરે ! આ અજાણ્યા પ્રદેશમાં મને કોઈ ઓળખતું હોય એમ કોણ બોલાવે છે ? ખરે ! હું તો ભુલો પડયો ! આ તો ઋષિઓના આશ્રમો જણાય છે. કુમાર ચન્દ્રકેતુનું લશ્કર તો બીજે જ રસ્તે ચડી ગયું ! ને હું તો પાછળ પડી ગયો ! દેવમુખ બાપા પણ આગળ નીકળી ગયા ! કયાંથી હું પેલાં ફળ છાનામાનાં તોડીને ખાવા માટે રોકાયો કે આમ ભૂલું પડવું પડયું (નેપથ્યેઃ "લવુ" !) અરે ! કોણ છે એ ?

( નેપથ્યે–ઇન્દિરા : એ તો તારી કોયલ બોલે : )

લવુ પીયુ ! કૂહુક !

માલવ : અરે શું એ વનદેવતા તો નહિ હોય ? ના, પણ એ તો મને પીયુ કહે છે. તે શું નન્દા અહીં આવી હશે ? નન્દાની બધી વાતમાં હા ! ઓછામાં પૂરી તેને મળી હશે પેલી ત્રિપુટી ત્રણે કુમારોની ટોળી ! એટલે તો હવે ભોગ મળશે મ્હારા ! કિશોર રાજકુમારો : તક્ષક, સુબાહુ અને અંગદ : ત્રણે છે પૂરા રમૂજી એટલે :

નન્દાને કરશે હેરાન :
રડવડતી મૂકશે વેરાન !

( ઇન્દિર પાછળથી આવી માલવની આંખ વીંચે છે )

માલવ : અરે ! કોણ એ ? દૂર રહો દૂર ! જાણ્યા અજાણ્યા પરદેશીનો સત્કાર આ પ્રદેશમાં શું આમ થાય છે ?

ઇન્દિરા : અરે ! મ્હારા પ્રિયતમ લવુ ! આમે શું કરો છો ? હવે હું નહિ રોઉં ને નહિ રીસાઉં ! માફ કરોને ! દેવી રમા તમને બોલાવે છે તેથી તો હું તમને તેડવા આવી છું. તો ચાલોને, હવે !

માલવ : મનહર બાલા તમે કોણ છો ? હું તમને નથી ઓળખતો ! અવિનય માફ કરશો ?

ઇન્દિરા : અરે !, લવુ ! આમ મજાકમાં જ ઉડાવશો કે શું ? મને તમે ઓળખતા જ નથી શું ? હેં શું કહો છો ? લ્યો, હવે જવા દ્યો હવે ! વાહ રે ! મ્હારા લાડીલા લવુ !

(નેપથ્યે : અરે ! ઇન્દિરા આમ કોની સાથે વાતો કરે છે ?)

[ ગીત ]

ઇન્દિરા : વાહવારે વાહવા ! કન્થ કેવા કાલા ! કાલાદાલા આ કિશોરના !

આ કિશોરના ! ચિત્તચોરના !
માથાના મોર છો : હૈયાના હાર છો:
ગુંથી મેં તો દિલ્લગીની આ દોર !

માલવ : કેવાં શિરજોર છો ?

ઈન્દિરા : કાળજાંની કોર છો !

માલવ : છોડો !

ઇન્દિરા : છોડ્યા ! ક્યાંથી શીખ્યા આ તોર ? નટવર ! નવલકિશોર ! આ શીખ્યા ક્યાંથી ? શ્યામ !

માલવ : નાજુક નખરાંખોર તું ! સતાવ શાને આમ ? હવે કેડો છોડો !

ઇન્દિરા : ના, જી ! છુટે છોડયો ! કેમ ભૂલ્યા નાતો ?

માલવ : અરે ! માર્યા આ તો !

(માલવ ન્હાસી જાય છે)

ઇન્દિરા : અરે ! પણ લવુ તો વળી રીસાયો ! ચાલો, પાછો તેને પકડી પાડીને મનાવું !

(જાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ બીજો.

( ઋષિબાળકોનું વનક્રીડન )

સ્થળ : આશ્રમમાંનું વડનું એક મોટું ઝાડ.

પાત્ર : વડવાઈએ ઝુલતા ઋષિબાળકો, સસ્લા, કુશ–લવ, સૈનિક વગેરે

ઋષિ બાળકો :

[ ગીત ]

અમે, તો, સદાય રમતા રામ !
અમારો ધર્મ : એ જ આરામ !

બ્રહ્મચર્યનું તેજ અંગોમાં, ઝળકાવે ઝગમગતા રામ :
સંતસંગથી, પન્થ સત્યને, પળતાં, ઉર ઉછળે અભિરામ !
વિચારમાં કોમળ: આચારે, કઠોર થવાનો અભ્યાસ:
સ્વજનસમાં સહુને વ્હાલાં સ્હાવાં : સંસાર તણો એ સાર !

( લવકુમાર પધારે છે )

સૌભદ્રેય : અરે ! પણ, લવકુમાર ! તમે કયાં હતા ? અમે તો તમને ગોતી ગોતીને થાકી ગયા ?

લવકુમાર : કેમ ! ભાઇઓ ! હમણાં સતી સીતાજીના પિતા જનકરાજજી અને તેમનાં સાસુ દેવી કૌશલ્યાજી, આપણા ભગવાન વાલ્મીકિજીને ત્યાં પધારેલાં છે. તેથી તેમનાં દર્શને હું ગયો હતો.

ભાંડાયન : કોણ ? રામાયણવાળાં સતી સીતાજીના પિતા ને સાસુ ? ત્યારે તો અમને પણ એ પૂજ્ય દેવજનોનાં દર્શન કરાવીને પાવન બનાવો ને ? કુમાર !

લવકુમાર : ભલે, હું, તમને બધાને પછી ત્યાં લઇ જઇશ. એ તો બહુ જ દુઃખી થઈ ગયાં છે. રામાયણ ગાતી વેળાએ હમેશાં આપણું મન પણ ભરાઈ આવે છે. તો પછી તે સાંભળીને તેમને શું નહિ થતું હોય ? અરેરે ! ભગવતીદેવી સીતાજી ! તમારાં દુઃખોનો તો પાર જ ન રહ્યો. વળી ગુરૂ બાન્ધવો ! મને તો તેઓએ પોતાના ખોળામાં બેસાડયો ને પુત્ર તરીકે લડાવ્યો. અરેરે ! એવાં માયાળુ વડીલોનાં વત્સલ હૈયાં ભગવતી સીતાજી વિના ફાટી જાય એમાં શું નવાઇ ? મને તો એવું થાય છે કે એમની સેવામાં પાછો જાઉં ! પણ–

સૌભદ્રેય : ત્યારે ચાલોને હમણાં જ જઇને તેના દર્શન કરિયે !

લવકુમાર : પણ, ના, ના, હમણાં નહિ. ભગવતી અરૂંધતીને, તેઓએ અને મહામુનિ વસિષ્ઠજીએ, કુશકુમારને તેડી જવા માટે મોકલ્યાં છે. તેથી ત્યાં જઈ આવ્યા બાદ આપણે કુશકુમારને પૂછીને જઇશું. વળી અચિંત્યા જઇયે ને તેઓ ધર્મધ્યાનમાં હોય તો ? માટે પછી વાત ! પણ આજ હજી લવુ કેમ નથી દેખાતો ?

(ભૂલો પડેલો માલવ દેખાય છે)

ભાંડાયન : ગાલવ કે ? લવુ તો એ ચાલ્યો જાય ! લવુ ! એ લવુ ! લવકુમાર બોલાવે છે તે બોલતો કેમ નથી ?

માલવ : (આવીને) (સ્વગત) અરે ! પણ ભોગ લાગ્યા છે આ માયડાના તે આ રોગ કયારનો વાંસે લાગ્યો છે. કોણ જાણે કયા ચોઘડીયામાં મ્હારા દેવમુખ બાપાથી નોખો પડી ગયો છું તે પાછો મને–હું પોતાને–જાતને–પંડને–આપને જ જડતો નથી ! ત્યાં વળી પેલી જીવતી બલા ને અહીં મળ્યા આ ભૂતના ભાઈ. પણ હું કોણ ને ક્યાં છું તે જ સાવ ભૂલી ગયો છું. માટે લાવ મને હું જ પુકારૂં : હોય લવુ ! હાય લવુઃ હોય લવુ ! આવ લવુ !

લવકુમાર : લવુ ! આમ કેમ કરે છે ? કેમ કાંઇ ગાંડોબાંડો થઇ ગયો છે કે શું ?

માલવ : પણ તમે બધા છો કોણ? ને કોને બોલાવો છો? હું તમને જ ઓળખતો નથી! ને તમે બધા મને બનાવો છો? હું તો, ભૂલો પડેલો ભૂતડો છું.

લવકુમાર : હવે, રાખ, રાખ! તારૂં ટીખળ બધું વરતાઈ જાય છે. તું ભૂત તો ત્હારી ચોટલી અમારા જ હાથમાં છે. કહી દઈશ પેલી ઇન્દિરાને! પછી જોઇ લે ગમ્મત! એકલાં એકલાં બન્ને રમો છો, તેથી હવે ઇન્દિરાને અમે વાળી લેશું ને તને પડયો મૂકીશું એકલો, તે રઝડજે!

માલવ : આ, જોને! પણ તમે ને હું તે કોણ? ઇન્દિરા કોણ? કાંતો પેલી જીવતી બલા હશે. ભાગો રે ભાગો! આ તો ભૂતના મોટાભાઇ! (ન્હાસી જાય છે)

લવકુમાર : લવુ ને આજ આમ શું થયું હશે? ઠીક, એ તો આવશે આફરડો, હમણાં પાછો. ઠીક, ઠીક! પણ તમે બધા મને શા માટે ગોતતા હતા તે તો કહો!

ભાંડાયન : હા, હા, એ પણ ઠીક સંભાર્યું! અમે તમને બોલાવતા હતા તો એટલા જ માટે કે આજ અનધ્યાય છે. તો અતિજ્ઞાનદત્તનો પુત્ર પેલો તરંગદત્ત એક રમૂજી ખેલ કર ને નેત્રની પલ્લવીથી કરી બતાવવા ઇચ્છે છે. તો—

લવકુમાર : હા, હા. ઠીક, અચ્છી ગમ્મત પડશે! ક્યાં છે એ તરંગદત્ત? આ ઉભો છે તે કે? ચાલો, ત્યારે, તરંગદત્ત!

તરંગદત્ત : જેવી કુમારની આજ્ઞા! (સ્વગત) ત્યારે આજ તો "સીતા-રામ." એ શબ્દનો ખેલ અજમાવું: (પ્રકાશ ગાતો ને ઘૂમતો) સી—સીત—સીતા—સીતાર—સીતારા—તાર—તારા—આર—આરા—આરામ—રામ—સીતારામ!

"ઘડી ઘડી જે નવતા ધરે: તે, વૃદ્ધિ પમાડે રમણીયતાને:
અભિનવો નૂતનતા જગાડે! સંસારની સફલતા નવવા જમાવે!

લવકુમાર : વાહવા ! તરંગદત્ત ! જેવાં અદ્ભુત સીતારામ–તેવા ત્હારા શબ્દ–વિરામ !

(અતિજ્ઞાનદત્ત, તરંગદત્ત સ્હામે ભટકાતો આવે છે)

(અને ચર્ચા જોતે દેવમુખ છૂપી રીતે સાંભળે છે !)

અતિજ્ઞાનદત્ત : શું શબ્દવિરામ ! શબ્દવિરામ ! કહી રહ્યા હશો ? એમાં એક બ્રહ્મની એકતા ક્યાંથી હોવાની ? અને હોય ક્યાંથી તેમાં સમાધિભાષા–કે–સમષ્ટિભાવના–કે–વ્યષ્ટિવિવેક ? બ્રહ્મંસત્યં જગન્મિથ્યા ! જગત્સત્યં બ્રહ્મંમિથ્યા ! આમ જ નવો જમાનો બગડે છે ! સમજવું ન હોય કાંઇ ને અમથો હોવો જોઈએ આડંબર ! બધા વેવલા ને વાચાળ જ જણાય છે. એંહ–ઊંહ–ઈંહ–આંહ ! વેદવેદાંગની ચૌદ વિદ્યા ઓછી પડી હશે તે લઇને રચ્યું હોવું જોઈએ આ પંદરમું રામાયણનું પોથું ! હં–પણ–હા પણ–ના–પણ હોવે–પણ–બરાબર છે ના ? (ચાળા કરે છે !)

દેવમુખ : (સ્વગત) વાહવા ! આ પણ વિચિત્ર ભૂમિ જ જણાય છે, પણ પેલા તેજસ્વી કુમાર કોણ હશે ? મને ક્યારનો વ્હેમ તો પડયો છે. માટે લાવને આ પેલા દંભી પંડિતની ગમ્મત કરીને છતો થાઉં ને જણાય તેટલું જાણી લઉં ! (પ્રકાશ–અતિજ્ઞાનદત્તની આગળ આગળ જઇને બોલાવે છે તેમ તેમ તે ચ્હડે છે ને આડો ફરી ફરીને બકયા કરે છે) વેદીયાજી ! જય સીતારામ !

અતિજ્ઞાનદત્ત : (દેવદત્તની સ્હામું ન જોતાં બીજી તરફ ફરીને) ના, પણ રામાયણમાં કાંઇક તત્વ ને સત્વ તો હોવાં જોઇએ ! નીકર સીતારામને અને વાંદરાંને ભાઇબંધી કેવી ?

દેવમુખ : (સ્હામો ભટકાઇને) જય સીતારામ ! દંભદત્તજી !

અતિજ્ઞાનદત્ત : (પોતાની જ ધૂનમાં) કાંતો આખું જગત્ વાંદરાથી જ ભરેલું હશે ! ત્યારે તો પદાર્થ પણ વાંદરો ! ને શક્તિ પણ વાંદરી ! તો પછી આ વડ અને તેની વડવાઇ પણ વાંદરા વાંદરી ! ને આ છોકરાઓ પણ વાંદરાં !

દેવમુખ : જય સીતારામ ! સબ બંદરના વેપારી ! આપકાલ વ્યવહારી ! (સૌને) જય સીતારામ ! જય સીતારામ ! જય સીતારામ ! (અતિજ્ઞાનદત્તનો કાન ઝાલી) જય સીતારામ ! શું સમજ્યા ?

અતિજ્ઞાનદત્ત : (ચીસ પાડીને) જો જો વળી આ સીતારામનું ઘેલછા ! આ પણ કોઇક સીતારામનો વાંદરો જ હશે ! પણ એમ તે નહિ હોય !

પરમબ્રહ્મે ઇચ્છા કરીને અનંત બ્રહ્માંડ રચ્યાં હોય તો પહેલાં હોય આકાશ ! પછી હશે વાયુ ! પછી હોવું જોઇએ તેજ ! પછી હોય પાણી ને છેલ્લી હશે પૃથ્વી ! તે પછી હોવાં જોઇયે પાણીમાંથી માછલાં ને પછી કાચબા ને પછી દેડકા, ને પછી જંગલી વરાહ ને પછી સિંહ ને પછી નરસિંહ, પછી વાંદરાં ને પછી વામનરામ ! આ એમ હોય હશે ને હોવું જોઇએ : ત્યારે બરાબર હું પણ વાંદરો જ હઇશ ! પણ ત્યારે આ કોણ : ને સીતારામ કોણ ? રે હું કોણ ? ત્યારે માણસ કે જનાવર ? ને તમે કેવા ?

દેવમુખ : અતિજ્ઞાનદત્તજી ! આ હું તો વાંદરાનો મોટોભાઈ. સીયનો કાનરો રાગ ! તે આવો તમને ગવરાવું નચાવું–કુદાવું ને ખેલાવું (આમથી તેમ ખેંચી જતાં) હોય દત્તજી ! આ તમે કપિ ને હું કવિ અને હું કવિ ને તમે કપિ ! **पवयोरमेवत्वात्** કપિ ને કવિ બે સરખા ! બે ય અટકચાળા ને આળવીંતરા ! સમજ્યાજી ! અજ્ઞાની–ને અતિજ્ઞાની સરવાળે સરખા !

(સીયાના કાનરા રાગે)

હોય હશે ને હોવા જોઈએ કપિ કવિ બે સરખા !
હો ધાતુની હાયવોયમાં હો ધાતુના ચરખા !
શીખો અંતર ! હોય દત્તજી ! છે બે મંતર !

(તેનું નાક પકડે છે)

અતિજ્ઞાનદત્ત:—અરે ! પણ તમે કોણ હશો ? નહિ નહિ રે કોણ છો

દેવમુખરામઃ—આ હું ને ? આ હું તું બહુ વચન અમે—પંડે—જાતે—પોતે ને ! શું આ તમારા હંબ !

અતિજ્ઞાનદત્તઃ—કોણ આત્મા—કે—બ્રહ્મ ?

દેવમુખરામઃ—હા, હંમ, શોધી પાતાળ સાતમાંઃ મટાડી દઉં હું ભ્રમ ! બાયડીનો ભાયડો ! બેટાનો બાપ ! દંભીનો દાદો ! શું ! સમજ્યાને ! આ એવા અમે હમ્બ !

અતિજ્ઞાનદત્તઃ—અરે અહંભાવથી તો અમે અળગા—અળગા ! માટે **स्यामि पलायनम्** (નાસવા જાય છે)

દેવમુખરામઃ—(પકડી રાખીને) અરે પણ ઉભા તો રહો ! **स्थिर-चित्तो भव** ! (તે ન્હાસી જાય છે) અરે ! એ તો દોડી ગયા !—પણ વળી પેલું દૂરદૂર ગોરજ જેવું ઉડતું શું દેખાય છે ? હા ! કાં તો એજ એ ! ચાલ, ચાલ ! (નાશી જાય છે ત્યાં અશ્વમેધના ઘોડા સાથે દોડતા કુશકુમાર આવે છે.)

કુશકુમારઃ—લવકુમાર ! લવકુમાર ! આ અશ્વને પેલા આશ્રમ પાસે બાંધી રાખજો ! અને જુઓ કોઇ રાજાનું પેલું લશ્કર આ તરફ આવતું જણાય છે. તેની સ્હામે હું જાઉં છું. ને તમે પણ ત્યાં આવજો !

રાજસી જગતને જાણવા દેશું કેઃ પવિત્ર આશ્રમોનાં નિર્દોષ પ્રાણીને શસ્ત્રધારી સંસાર એમ નાહક પીડા આપી શકશે નહિ ! જુઓ ! સાંભળ્યું કે એ રણગીત !

( નેપથ્યમાં )

[ ગીત ]

જય મંગલ પ્રિય જન્મભૂમિનું ગજાવિયે !
રઘુવીર સમ વિરલ વીર ! ભારતી સુભટ સુધીર !
ઉર—સમુદ્રને, હિમાલયે, ઉછાળિયે !
જનની—અંક ઝુલિયે ! ઝનૂની રંગ, ઝીલિયે !
આત્મ—બલ—ઉજાસથી, બધું, ઉજાળિયે !

સત્ય-અર્થ સજ્જ થાઓ! વિજય વાવટો ઉડાઓ!
વીર-ધર્મથી, ધરા, સદા, ઝુલાવિયે!
સત્તાથી સ્વચ્છવાય સ્વતઃ સમજી, એ, થઇ પ્રવૃત્ત,
ઘૂમિયે, ઝઝુમી, જંગ, તો, મચાવિયે!
ભુવન, ફોડી, ફોડિયે! ઊંડી જડો ઉખેડિયે!
ઢોર ને દમામ, દેશના, જમાવિયે!
પરિસ્થિતિ પલટાવિયે! પ્રવૃત્તિ-ચક્ર યોજિયે!
જાતને, સ્વદેશ-કાજ, કાં, ન હોમિયે?
માત, દીન, દુભાય છે! સપૂત! પીડા પીછાનિયે!
દૂધ દીપાવિયે! ઉમંગને વધાવિયે!
દેશ-સેવનાઃ સ્વધર્મ! અન્ય, ન, કર્તવ્ય-કર્મ!
આભય ભાવથી, બધું, પ્રભુમય પિછાનિયે!

લવકુમાર : અરે! આ તપોવનમાં માથું ફેરવી નાંખે એવી વીર-હાક ગજાવવાની છાતી કોણ ચલવે છે?

( નેપથ્યે : "અરે! કોણ એ બેખબર આદમી આવા ઉદ્ધત શબ્દો બોલે છે? ચાલ, દેવમુખ! કાં તો અશ્વ આટલામાં જ હોવો જોઇએ."—સૈનિક ને દેવમુખ ધસી આવે છે.)

સૈનિક : અલ્યા ઉદ્ધત બાલકો! પેલો અમારો અશ્વ પકડી લાવીને તમે કેવો અને કોનો અપરાધ કર્યો છે તે જાણો છો શું?

ખબર નથી કે સીતાપતિ શ્રી રામચન્દ્રજી મહારાજાજીના સામંતરાજ લક્ષ્મણજીના કુમાર ચન્દ્રકેતુ અશ્વમેધના અશ્વરક્ષક સેનાપતિ તરીકે સકલ સામ્રાજ્યમાં રામરાજ્યની આણ વર્તાવે છે? તેમાં તક્ષક, સુબાહુ ને અંગદ સમાન સમરાંગણના શૂરવીર બાહુઓ છે!

કુશકુમાર : કોણ, જનકરાજની પુત્રી ઊર્મિલાનો પુત્ર ચન્દ્રકેતુ? ને ભરતકુમાર તક્ષક ને બીજા રઘુકુલ રાજકુમારો? પણ તેથી શું થયું?

લવકુમાર : તપોવનમાં રાજાઓનાં સૈન્ય આવી શકતાં નથી : એ જ હમણાં તમને અમે બતાવિયે છિયે!

સૈનિક : અરે ! કેવા નાદાન બાળકો છે ? ઋષિકુમારો આવા રજોગુણી થતા હશે કે ? ઠીક છે : દેવમુખ ! તુ અહીં જ રહેજે. ને તપાસ રાખજે ત્યાં હું કુમાર ચન્દ્રકેતુને ખબર આપું !

(સૈનિક દોડતો જાય છે)

કુશકુમાર : અરે ! કેવું ઉચ્છૃંખલ વર્તન ? જાણે કેમ અમે સાવ નિર્વીર્ય હોઇયે. કંઇ ફીકર નહિ ! ઋષિકુમારો ! ચાલો, પેલા અશ્વને બાંધી કુમાર ચન્દ્રકેતુને આપણી પીછાન આપિયે. પ્રકૃતિ પ્રદર્શનમાં આપણે એક અશ્વ જ બાકી હતો.

લવકુમાર : હા, હા, એમ જ ! મ્હારા બાંધવો ! લગારે કોઈ ડરશો નહિ !

[કુશકુમાર અને લવકુમાર રણગીત, સાથે, ગાય છે]

[ ગીત ]

શૂરવીર આ કુમાર : ત્યાં ન કોઇ ડરો !
રઘુકુમાર ચન્દ્રકેતુ ! આ ન હોય રામસેતુ :
દૂર જાઓ ! આશ્રમોને નાંહી પીડો !
સિંહના શિશુ અમે ! ન આંહીં અશ્વ તો રમે !
દૂર જાઓ ! રામચન્દ્રજીને કહો !

[ સર્વે ધસારાબંધ અશ્વ સાથે દોડી જાય છે ]

દેવમુખ : ( ચકિત થઇને ) અહા ! મને તો સાવ આભો જ બનાવી દીધો ! બોલવાનું ભાન જ ભૂલાવી દીધું ને ? પણ એ બન્ને કુમારો કોણ હશે ? જાણે મ્હારા રાઘવ રાજની જ મૂર્તિઓ ! અહા ! કેવા શૌર્યથી મને છક કરી નાંખ્યો ? જો છૂપી બાતમીનો સંબંધ મળે તો મહામુનિ વસિષ્ઠજી વગેરે સહુ પણ અહીં જ હશે. માટે, ચાલ, હવે તો પેલું એ જ કાર્ય આટોપી લઉંને મ્હારાં સીતા-રામની સેવા બજાવું !

અરે ! ત્યારે તો મ્હારાં સરલાબાઇ પણ આટલામાં જ હોવાં જોઇયે. તે કાંતો ફરતાં ફરતાં મળી જશે !

પણ હજી માલવ કેમ ન આવ્યો ? ભૂલો તો નહિ પડયો હોય ? પણ પેલું કોણ ગયું ? હા, એ તો એ જ લવુ ! લવુ ! એ લવુ ! પણ તેની પાછળ લવુ ! લવુ ! કરતું કોણ આવે છે? અરે ! આ શું ? જૂની આંખે નવી ને નવી આંખે જૂની શાણી મ્હારી સરલા ! ઓહો ! ચાલો ત્યારે હવે મળવું તે પણ મજાકમાં ! સરલા ! સરલા ! ( છૂપાઇ જાય છે ત્યાં સરલા આવે છે )

સરલા : મને કોણે બોલાવી ? સાદ તો જાણે હું જાણતી હોઉં એજ છે ! હશે : એ તો ભણકારા ! પણ લવુ આજ કેમ રીસાઈ ગયો છે ? લવકુમારે ને ઇન્દિરાએ પણ બહુ બહુ બોલાવ્યો પણ ભાગ્યાભાગ જ કરે છે ! તે શું થયું હશે એને ? એ જાય ! પણ પાછું વાળીને પણ જોતો નથી ! લવુ ! હવે તો હું દોડી દોડીને થાકી ગઇ ! આમ શું કરે છે ! આવને ! બાપુ ! ( આરામ લેવા અઢેલે છે )

દેવમુખ : ( સ્વગત ) એતો એજ મ્હારાં સરલાબાઇ ! હવે તો અમારાં મળવાં તે અમથાં હોય કયાંય ? મગ જેટલી જ પણ મજાક તો હોય જ ને !

(પ્રકાશ) વોય ! મ્હારી સરલા રે ! વોય મ્હારા લવિયારે ! વોય દેવમુખરામ રે ! ના, ના, હું તો નહિ તેથી ખમ્માંઃ મને પોતાને રે !

સરલા : કોણ એ ? શું મ્હારા દેવમુખરામ તો ન્હોય ? પણ અહીં આમ એ કયાંથી અચાનક ? શું ત્યારે પેલો બાળક તે ગાલવનો ભાઇ તો ન્હોય ? (પાસે જઇને) પણ આમ મળાય કે ? તમે તો એવા ને એવા જ રહ્યાને ? જો ! જો ! સોળ વર્ષનાં સાથે મળવાં !

દેવમુખ : વોય તું આમ મરી ગઈ રે ! વોય હું પણ એમ મરી ગયો રે ! મ્હારી સરલા ! હરખમાં હૈયું હાથ નથી રહેતું રે ! વોય ! વોય ! વોય :

સરલા : હવે તો હદ વાળી હો ! પણ હરખમાં યે આમ તે કાંઈ ઉભરા કઢાતા હશે કે ? તમારી તો નોખી જ નવાઇ ! લ્યો,

ઉઠો ! ઉઠો ! મ્હારા રમૂજી રમણુ ! હવે તો બહુ એ વાતો કરીને હૈયાં હેઠાં કરવાનાં છે !

દેવમુખ : હેં ! તું જ મ્હારી સરલા કે ? ખા જોઇયે આખા ને આખા મ્હારા સમ ! આવ રે મ્હારી શાણી બગલી ! આવ તને ભેટું !

સરલા : (છટકીને) ઠીક, ઠીક, જાણ્યું બધું ! પણ પ્રિયરામ ! તમે ગાલવના ભાઇને અહીં તમારી સાથે લાવ્યા છો કે વારૂ ? તે પ્હેલાં મને કહો ! કેમકે મને વ્હેમ પડયો છે ! હમણાં ગયો એ જ કાં તો બીજો માલવ જ ! સરખા મ્હોના બન્ને તવતવડા હોવાથી બધા એકબીજાને માટે ભૂલાવો ખાશે ! વળી કોઈ માલવને અહીં ઓળખતું નથી !

દેવમુખ : તારો તે શાનો ? માલવ તો મારો ને ગાલવ ત્હારો ? એના સરખા ભાગ ! પણ એ ગયો કયાં ? હું પણ તેને જ ગોતું છું. ત્યાં અચાનક જ આપણે આમ મળી ગયાં ! ભૂલો તો નહિ પડયો હોય ! ઠીક, પણ એ તો સૌને પોંચી વળે એવી મૂર્તિ છે. તેથી ફીકર નથી.

સરલા ! તને ખબર નહિ હોય કેઃ (કાનમાં કૈં કહે છે)

સરલા : હેં ! શું કહો છો ? અરે! પણ મારા તો માન્યામાં પણ નથી આવતું ! અહા ! પ્રભુ ! ચાલો ત્યારે ત્યાં જ ! સંતજનોના જીવનની બલિહારી જ છે !

[ ગીત ]

સંસારમાં સ્હાવી સંતોની તો સેવા !
પોતાનાંની પીડમાં સોસાવ્યાં સોસાય !
સહાય, સર્વને, આપતાં, પ્રેમ—કલ્યાણના મેવા !
સહે મુંગા ભારે ! બહે સ્નેહાધારે !
સીંચી અમી ઉછેરતાં, ફૂળ ફૂલના દે ફાલ :
તરણી કરી કાયા તણી એ પ્હોંચાડે પાર: એ કેવા !
લીલૂડા વગડા ! ડોલંતા ડુંગરા !

(બન્ને જાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ ત્રીજો.

સ્થળ : કુમાર ચન્દ્રકેતુની લશ્કરી છાવણી :
પાત્ર : ચન્દ્રકેતુ અને લવકુમાર.

ચન્દ્રકેતુ :

[ ગીત ]

સ્વસ્થ થાઓ સજ્જ થાઓ !
જાઓ ! યુદ્ધ તો જમાવો !
વીરાઓ વ્હાલા શૂરાઓ !
રણને ઘૂમી ગજાઓ !
કંઇક પડી તે લીધી ઉખેડી :
એ પરવાઇ બજાવો !
મર્દ કરે મર્દન દુશ્મનનું :
એ મર્દાઇ મચાવો !

અહાહા ! પેલા બન્ને કુમારોનાં પરાક્રમો તો અદ્દ્ભુત જ હતાં. મહારાજાજી રઘુવીરના રાજસૂયયજ્ઞના અશ્વને તો તેમણે બાંધ્યો : એટલું જ નહિ પરંતુ મ્હારા લશ્કરને પણ પ્હેલે જ છાપે તે બન્ને વીરકુમારોએ જરા આંજી દીધું !

અરે ! પણ એમ થવા દઈને તો રઘુવંશના ઝળહળતા પ્રતાપને મેં જ ઝાંખો કર્યો છે. આજે તો એ કુમારોને જીવતા કેદ પકડું તો જ હું ખરો ચન્દ્રકેતુ ! દેવી ઊર્મિલાને હૈયે પાકેલો હું મહારાજાજી રઘુવીરનો દૂધમલ્લ કુમાર ખરો ! જય રઘુવીર !

વાહ ! એ કુમારો પણ જો નિર્ભય સ્હામા જ ચાલ્યા આવે છે. અહા ! શી તેમની છટા છે ને ? તેમની રગેરગમાં શૂરવીરતાના

રંગ તરી આવે છે ! ને નસેનસમાં તરવરતી ક્ષત્રીવટ ઉછળી રહી છે ! ધન્ય છે દેવભૂમિ આર્યાવર્ત્તની વસુન્ધરા ! ત્હારાં વીરરત્નો તો આવાં જ હોય ! અહોભાગ્ય જ મ્હારાં કે એવા વીરકુમારો સાથે રણક્ષેત્રમાં ખેલવાનું મને મળ્યું ! ચાલ ત્યારે ! અરે પણ—

[દોહરો]

**એક લોહી ઉછળે તહિં, ઉભય એક રસ થાય !**
**અબોલ કે બહુ બોલકા, બાંધવ બેલી સ્હાય !**

અરે વળી આ શું ? એમને દૂરથી જોઈને પણ મને આ શું થાય છે ? જાણે અંગેઅંગ ગળી જાય છે ! લડવાને બદલે જાણે તેમને ભેટું ! એ શું હશે ? આત્મભાવની બન્ધુતા તો નહિ હોય ? પણ અત્યારે આ તર્ક અહીં તે શું કામની ? સમરાંગણમાં સર્વમયતા કદી ન જ સંભવે ! સંસારરણમાં તો એકત્વથી જ અનેકત્વ સમઝાય ને સધાય ! માટે ચાલ, રે ! ચન્દ્રકેતુ ! ક્ષત્રિય યુદ્ધનીતિ તેમણે પાળી બતાવી છે તો તેનાથી હું સવાઈ કરી બતાવું !

(લવકુમાર આવે છે)

લવકુમાર : રઘુકુમાર ચન્દ્રકેતુને વનવાસી લવ નમન કરી પાવન થાય છે. જય મૈયા જન્મભૂમિ ! જય ગુરૂદેવ !

ચન્દ્રકેતુ : જય રઘુવીર ! મુનિકુમાર ! આપનાં દર્શનથી રંક ચન્દ્રકેતુ કૃતાર્થ થયો છે ને વીનવે છે કે હીરાનું પાણી હીરા ઉપર જ પરખાય : નહિ કે પત્થર પર !

લવકુમાર : વાહ રે વાહ ! વીરકુમાર ! તમારાં વિનય સાથેનાં વીરવચન સુંદર લાગે છે. પરંતુ આપણા આવા બાલખેલથી મહર્ષિઓનાં ધર્મકર્તવ્યમાં બહુ જ ખલેલ પહોંચે છે. તો હવે એટલું જ ઉચિત છે કે : આપના રાજસી ઉન્માદ માટે તેમની ક્ષમા માગો ને પછી દંડ તરીકે દક્ષિણા ધરો ને ત્યારપછી સુખેથી આપના અશ્વને લઈ પાછા પધારો ! એવી સંતસેવામાં અમને આપના અનુચર લેખશોજી !

ચન્દ્રકેતુ : અહા ! કેવું વીરવર્તન ! દેવકુમાર ! આપનાં પરા૰ક્રમો કરતાં આપની વીરધર્મયુક્ત વાણીએ મને બેવડો બાંધી લીધો છે. એક તો આપ મ્હારા વીરબાંધવ થયા છો. તેથી દ્વંદ્વ યુદ્ધ ખેલવાનું મને મહાભાગ્ય મળેલું છે. ને બીજું તો એકે આવી સુન્દર વનલીલાના સુન્દર દેવબાલકને એના એ જ અશ્વ સાથે મહારાજાજી રઘુવીરની સેવામાં લઈ જઇશ. માટે સજ્જ થાઓ અને પધારો અશ્વ સાથે મ્હારા રથમાં બીરાજીને અમારી સાથે પ્રયાણુ કરવા માટે સ્તો !

લવકુમાર : આહ ! કેવળ અસહ્ય અને ગર્વભર્યા બોલ ! રઘુકુમાર ! એ અશ્વ તો હવે રહેશે અમારી ધનુર્વિદ્યાના પ્રદર્શન માટે ! ને તેથી અતિવિવેક જવા દઇ પધારો પાછે પગલે આપના રાજરથમાં, આપના સૈન્યને સાંત્વન આપવાને અને સહીસલામત ઘરભેગા થવાને ! નહિતર તૈયાર જ છે અરણ્યના અણુઘડ કુમારો આપના રાજરથનો ધ્વજ ઉતારવા !

ચન્દ્રકેતુ : શું બોલ્યા ? દેવકુમાર ! રઘુવંશના પ્રતાપી મહાપુરૂષોની પીછાન લેશ પણુ નથી પડી : એમ કે ? મિથ્યા વચન મૂકી જરા વિચારો કે આપની સાહસ પરંપરા કેટલી પરાકાષ્ઠાએ પહોંચી છે !

લવકુમાર : કેમ નહિ ? રે ! રઘુકુમાર ! પડી છે રે બહુ જ પીછાન પડી છે ! ને હું વિચારીને બોલું છું કે મહાનુભાવ રઘુરાયના પ્રતાપનો ઉત્કર્ષ સર્વ કોઇ જાણે છે. પણુ શું ક્ષાત્રવીરતા અયોધ્યાનાં રાજમંદિરોમાં જ રહી છે કે ?

ચન્દ્રકેતુ : શું ત્યારે વનવગડાના રખડું બાલકો જ તે જાણે છે કે ? કેવું ઉધ્ધતપણું ! કુમાર ! હવે વગર વિચાર્યું બહુ બોલાય છે તો જરા હદ રાખો હવે ! ને સમજુ થઇ શરણુ થાઓ !

લવકુમાર : હવે જવા દોને આપવડાઈ ! રાજયોગની વીરતા તો ગર્જે છે વનરાજના અરણ્યમાં ! સમજ્યા કે ? વારાફેરાતો ફરી ગયા !

ચન્દ્રકેતુ : શું કહ્યું? મુનિબાલ! કહું છું કે એવું અમર્યાદપણું હવે જતું કરો! વિજયવીર મહારાજાજી રઘુરાયની આવી અવગણના કરવાની તાકાત કોની છે? બસ, કરો જી! બસ કરો! રામચરિતના અણજાણ બટુક :

લવકુમારઃ–ભૂલ્યા રે ભૂલ્યા! એ તો! વીરકુમાર! એ ન હોય આ સુગ્રીવનો ભાઇ વાળી કે રાવણ કે તેનો પુત્ર ઇન્દ્રજીત! પરશુરામની પેઠે રાજારામના વખત તો વહી ગયા કયારના એ! પૂર્વજોની પ્રશંસા માત્રથી વંશજોમાં વીરત્વ કંઇ નથી આવતું!

ચન્દ્રકેતુઃ– આહ! આવા આકરા બોલ હવે તો લેશ પણ સંખાતા નથી! આ વનચરને રઘુવરની પૂરી પીછાન આપવી પડશે. મુનિબાલ! તૈયાર થાવ ત્યારે! આ રામબાલકનું એ રામબાણ સ્વીકારવાને! ને પછી અશ્વપાલ તરીકે અયોધ્યા આવવાને! જયરઘુવીર!

લવકુમાર! અહાહા! અતીવ આકરા બોલનાં બાણ! પધારિયે વીરકુમાર! સજ્જ છું સત્કાર સામગ્રી સાથે! જયમૈયા જન્મભૂમિ! જય ગુરૂદેવ!

[ ગીત ]

લવકુમાર •

વીરજનોની જન્મભૂમિ આ! સિંહણસુત શૂરવીર અમે!
પુત્ર! રણધીર! ચાલવિયે ચાપ ચપળ! તૈયાર અમે!
આવી આમ તપોવનમાં પીડે એ કહોના ભાર?

ચન્દ્રકેતુ :

રણવગડાના રહેનાર થકી ડરશે શું રાજકુમાર?
આવો, ત્યારે, આ મેદાન! ખબર પડશે કે કોણ ગમાર?

ચન્દ્રકેતુઃ–ત્યારે ચાખો સ્વાદ આ બાણનો.

લવકુમારઃ– જય મૈયા જન્મભૂમિ! જય ગુરૂદેવ!

(અદૃશ્ય થાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ ચોથો.

સ્થળ : આકાશ માર્ગ : વીરકુમારોનું યુદ્ધદર્શન—
પાત્ર : વિદ્યાધર અને વિદ્યાધરી.

વિદ્યાધર : પ્રાણ સમી ! વિદ્યાધરી ! જોયું કે : પેલા દેવકુમારો લવ અને કુશનાં પાલક જામ્ભકાસ્ત્રોથી રઘુકુમાર ચન્દ્રકેતુ, સેના સાથે અંજાઇ જતાં પરાભવ પામ્યા. તેમની વ્હારે ધાયેલા સામંતરાજ લક્ષ્મણજી પણ બંધાયા. ને જુઓ પેલા પધારે મહારાજાજી રામચંદ્રજી પોતે, તે અદ્દભુત બન્ને વનકુમારોને વશ કરવાને સ્તો ! અરે ! જુઓ તો ખરાં ! પેલા લવકુમારે તો ભક્તરાજ હનુમંતને બાંધી ઉપાડયા !

વિદ્યાધરી : અરે હાં, પ્રિયતમ વિદ્યાધરજી ! બન્ને વનકુમારોએ તો હદ વાળી હો ! તેમનું વિજયમંગલ તો આ દેવજનો પણ આકાશમાં ગાવા લાગ્યાં છે. પણ પેલાં પૃથ્વી પર ઉડતાં હોય એમ કોણ આવે છે ?

વિદ્યાધર : પ્રાણસમી ! એ તો અયોધ્યાની મહાપ્રજા ! ગુરૂ વસિષ્ઠજીને અને ભરતરાજને લઇને, તે ચાલી આવે છે અનુગ્રહ થવા માટે મહારાજાજી રામચન્દ્રજી પાસેસ્તો ! જુઓ એ સહુ વળ્યાં સતી મહારાણીજી સીતાજીના આશ્રમ તરફ !

વિદ્યાધરી : ત્યારે શું સતી સીતાજીને એનાં એ લોકો વળી વધાવશે કે ? ખરેખર પાર્થિવ પ્રજા તો પામર જ છે. જુઓ તેઓ ભગવતી અરૂંધતીને પગે પડી કંઇ કંઈ સવાસલાં કરે છે. જોયું કે વળી ? ભગવાન વસિષ્ઠજી લોકોની વતી ભગવતીને વીનવે છે તે ? કેવાં દેવાંશી દંપતી છે એ ? અહા ! એવાં દેવજનોનાં જીવન પણ જેમાં પરોવાયાં છે એવાં સતી સીતાજી અને પ્રેમભક્ત રામચન્દ્રજીના જીવનની તો બલીહારીજ છે ! પ્રિયતમ ! તમે મ્હારા રામ અને આ

હું તમારી રંકદાસી સીતા ! પ્રાણ પધારીયે કિંકરીની સોડમાં: બેલડીએ ઉન્નત પ્રસ્થાનમાં સ્તો ! આ તો પાર્થિવ જનોની પૃથ્વી ઉપર હજી આપણે છીએ.

[ ગીત ]

દુનિયા આ દોરંગી : રે!
વઠ વ્હાલપની, જાણે નહિ !
સંસારિયાં, તો, સંગી, રે !
સાચકનાં થાવાનાં નહિ !
ધોલકડાંના ઘરધણી, ફર્યા કરે ઘડભાંગ !
આંટી ઘુંટી આણતાં, આડો વાળે આંક !
પૂરાએલાં પંખી, રે !
વનલીલાને પીછાને નહિ !
પળનાં પાપી પૂતળાં, રીઝે, ખીજે, વ્હેમાય !
દ્વેષકલેશ અભિમાનમાં, રચીપચી ડોલાં ખાય !
પૂરાં એ પ્રપંચી, રે !
પ્રભુજીને, રે ! પીછાને નહિ !

(બન્ને ઉડી જાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ પાંચમો.

### -ભૂલભૂલૈયાં-

સ્થળ : તપોવન કુંજ.

પાત્ર : નન્દા, ગાલવ, ઇન્દિરા, માલવ, સરલા, દેવમુખ.

નન્દા :—

[ ગીત ]

જાગ્યો અવતાર અમારો રે ! અબળાને ઉગારો: રે !
પ્રાણ બને પરવશ્યું ! પુરૂષ થકી પનારો : રે !
મીઠું મીઠું, મન, મોહન, બોલી, મેળવનારો: રે !—૧
લટુડો પટુડો થાય, ઠગારો ભોળવનારો: રે !
પી ય ર પરહરાવી, ટળવળાવનારો: રે !—૨

મન, માર્યું, ન, મરે! મન માન્યો થાય ન ન્યારોઃ રે!
પ્રિય પરાયો, એ અકળાવે! ક્યાંય ન આરોઃ રે!—૩

(સ્વગત) અરે! રામ! વતનની એકલતાના ત્રાસથી છૂટીને મ્હારા માલવને મળવા માટે અયોધ્યેથી ઠેઠ અહીં વાલ્મીકિ આશ્રમ સુધી તેને ખોળતી ખોળતી તો હું આવી, પણ હજ્યે—માલવરાજ તો ન મળ્યા! રઘુકુમાર ચન્દ્રકેતુની છાવણીનો પત્તો તો મેળવ્યો : પણ તેમાંથી મ્હારા માલવરાજ કોણ જાણે ક્યારે ને ક્યાં ગોત્યા જડશે? પણ પેલું કોણ જાય છે? લાવને તેને પૂછું તો ખરી? પણ અરે! વળી એ કોણ લવુ જ જેવું? હા, એ તો એ જ! ચાલ ત્યારે બોલાવું! (પ્રકાશ.) "લવુ! ઓ લવુ!"

(ગાલવ આવે છે)

ગાલવ : (સ્વગત) અરે! મને કોણ બોલાવે છે એ! એ તો એ જ પેલી ઇન્દિરા! પણ મને હવે તે ગમતી નથી! બીજા કોઇની સાથે તે દિવસે કંઇયે વાતો કરતી હતી, વળી લવકુમારે પણ તેને મ્હારી સાથે રીસાવી છે! તેથી હું તો બોલાવ્યો પણ કદી નહિ બોલવાનો! તેમ સ્હામું પણ નહિ જોવાનો!

(આડું જોતાં ઉભે છે)

નન્દા : મ્હારા લવુ! આમ તો જુઓ! તમારી આ દીનદાસી ક્યાંથી ઠેઠ ક્યાંને કહોને માટે આવી છે તે:તો જરા વિચારો! આમ ન્હોતું જાણ્યું હો! આ પરાયા પરદેશમાં લવુ વિના મ્હારૂં કોણ! કાં બોલતા નથી? ને આમ શું તરછોડો છો?

ગાલવ : (સ્વગત–વિમુખ) જોયું કે કેવી પક્કી ને પ્હોંચેલી છે? (ચાળા પાડે છે) "પરાયા પરદેશમાં લવુ વિના મ્હારૂં કોણ!" અજબ ધુતારી! વળી સાદ પણ બદલીને બોલે છે! વાહ રે! ત્હારી ચતુરાઇ! નહિ બસ; ઇન્દિરા! મને હવે તું ગમતી નથી. માટે ત્હારી સામે પણ નહિ જોઉં ને નહિ બોલું! બસઃ જાવ!

નન્દા : અરે લવુ ! પણ ઇન્દિરા કોણ છે? આ તો છું હું ત્હારી નન્દા ! આમ તો જો ! શું મને સાવ ભૂલી જ તું ગયો કે?

ગાલવ : (સન્મુખ થઇને) નન્દા ! નન્દા કોણ? તમે કોણ છો? નાની બાળા? તે મને આમ કેમ બોલાવો છો? હું તો તમને ઓળખતો નથી. મારૂં નામ તમને કોણે કહ્યું?

નન્દા : મારા મધુર લવુ ! આમ શું કરો છો? મને મોહિની લગાડતાં તો તમને લાજ ન્હોતી આવી અને હવે છેહ દેવા બેઠા છો કે? પણ હવે કયાં જવાના? કહોજી જોઇએ ! (છેડો પકડે છે)

ગાલવ : (ગુસ્સે થઇને) અરે ! પણ તમે અડકો છો કહોને?

ઇન્દિરા : (અચાનક આવીને સ્વગત) હં-હં, હવે વાત મળી ! મારો ભાવ પણ શેના જ પૂછે, આ ખાસ્સાં આવાં રઢીયાળાં મળ્યાં હોય ત્યાં? (પ્રકાશ) ભાગ, રે ! ધુત્તારી ! મ્હારા લવુને આમ બોલાવનારી તું કોણ છે?

ગાલવ : અરે ! આ તો ત્રેખડ જાગ્યું ! ઇન્દિરા કયાંથી વળી આવી ચ્હડી? હવે તો મળશે મ્હારા બમણા બોગ ! ચાલ ત્યારે હવે !

(નાસી જાય છે)

ઇન્દિરા : (ગાલવને) લવુ ! અરે ! લવુ તો લજવાઇને વળી ભાગી ગયો કે શું? (નન્દાને) પણ અસી અળખામણી તું કોણ છે? આવા પારકા પરદેશમાં પરાયા પુરૂષને આમ બોલાવતાં લજવાતી નથી શું તું?

નન્દા : જા, રે જા ! ગળેપડુ ! મ્હારા લવુને તેં જ ભગાડી મૂકયો. તો હવે ત્હારો જ છેડો પકડીશ ને તને હવે નહિ છોડું !

ઇન્દિરા : ત્હારો લવુ તે શેનો? લવુ તો મ્હારો છે. છોડ, નીકર બોલાવીશ મારા લવુને !

નન્દા : લે, બોલાવ જોઇએ, તારા લવુને ! ચીબાવલી ! વળી ચાવળી શું થાય છે ? (માલવ ત્યાં આવે છે.)

ઇન્દિરા : (રોતી રોતી માલવને ગાલવ જાણી બોલાવે છે) લવુ ! ઓ ! લવુ ! જુઓને આ કોઇ મને પજવે છે ને જવા દેતી નથી. કાં બોલતા નથી ?

માલવ : વળી આ અજાણ્યો સાદ કહોનો ? (બાજુએ જોઇને) અરે ! પણ, પણ, કોણ એ પેલું ? મ્હારી નન્દા તો ન હોય શું ? હા, એ તો એ જ ! પણ ત્યારે આ કોણ ? એ તો પેલી જીવતી બલા !

ઇન્દિરા : લવુ ! શું કયારના જોયા કરો છો ? છોડાવોને ! આમ નમેરા શું થાઓ છો ? સરલા બ્હેનને હું કહી જ દઇશ હો !

માલવ : ચાલરે ધુતારી ! નીકળ અહીંથી ! મ્હારી નન્દાને પણ તું પજવે છે કે ? નન્દા ! નન્દા ! મારી નમણી નન્દા !

(ઇન્દિરા રડતી રડતી જાય છે)

નન્દા : કોણ માલવરાજ કે ? પ્રાણ ! કયારની તમને ખોળું છું. પણ ત્યારે તો તમે ઉલટા અજાણ્યા થઇને બોલ્યા ચાલ્યા વિના ચાલ્યા ગયાને શું ?

માલવ : કયારે ને કોણ નાશી ગયું હતું ? સોણું લાધેલું કે શું ? કે શું કાંઇ કાલી ઘેલી થઇ ગઇ છો ? વાહરે મ્હારી લાડકી ! પણ તું અહીં આવી કયારે ને કેવી રીતે ? તે તો કહે !

નન્દા : હં–મને ઉડાવો છો ! કાં કે ? હું કોણ ? તમે કોણ ? જાણે સાવ અજાણ્યાં ! કેવા કાલા ? જાઓ ત્યારે તમારી પેલી પાસે ! ફરે એ તો બહુ ઘર ચરે !

માલવ : અરે ! આતો રીસાયાં ! પણ પોતાના એકના એક સગા વરથી કાંઇ રીસાવાય કે ?

[ ગીત ]

માલવ : રીસાયાં કાં આમ ? કે વાહ રે વાહ !
નન્દા : સતાવો ના ! શ્યામ ! જી, ના, જી, ના !
માલવ : નાહક આળ નમેરાં ચઢાવો !
નન્દા : ધુતારા તમામ ! જી, ના, જી, ના !
માલવ : બાંધીને, બાળા ! બાન બનાવો !
નન્દા : ચાળા તમામ ! જી, ના, જી, ના !

માલવ : નન્દા ! હવે બહુ થાય છે હો ! ચાલ, ચાલ, બાડુએ વાતો કરવાની છે. લે, જો તો ખરી ! પેલાં કોઇક આવે છે ! કાંતો એ પેલી જીવતી બલા ! પણ તેની સાથે બીજું કોણ હશે ?

( ઇન્દિરા ને સરલા આવે છે )

સરલા : કોણે, પેલી છોકરીએ મ્હારા લવુને રોકયો છે કે ? આ રહ્યો લવુ ! કેમ ? લવુ ! અહીં શું કરે છે કયારનો ? ચાલ ઘેર ! એટલે તારી વલ્લે કરું !

માલવ : માજી ! માફ કરજો ! પણ તમે જ કોણ છો ? તમને પણ હું નથી ઓળખતો : શું આ પ્રદેશમાં માબાપ પણ મફત મળે છે ? ખરેખર ત્યારે તો આ દેવભૂમિ જણાય છે કે જ્યાં સઉ પારકાંને પોતાનાં કરે છે !

સરલા : લુચ્ચા લવુ ! માની પણ મશ્કરી કે ? લે, ચાલ, હવે ! તારા બાપા પાસે ! પછી કર્યા કરજો બેઉ મજાક !

માલવ : કોણ મ્હારા દેવમુખ બાપા ? પણ તમે કોણ !

સરલા : અરે ! પણ ગાલવને દેવમુખરામ તો આ રહ્યા ! ત્યારે આ કોણ ? [ગાલવ દેવમુખરામને પકડી લાવે છે]

ગાલવ : માજી ! આ કોઇક મને કયારના બોલાવતા હતા ને મેં પછી પૂછયું તો કાલા થઇ ગયા છે ને ત્યારના મુંગા ચાળા આમ કરે છે ! તો એ કોણ છે ! [ દેવમુખ કાલો મુંગો થઈ ચાલા કરે છે ]

સરલા :– એમ કે ? લે, ત્યારે તો હું જ તેને સમજાવું !

( કાનમાં કૈંક કરે છે )

દેવમુખ : [ કાલાના ચાળા પાડતો ] હેં ? શું કહ્યું ? ઠીક ! અરે માલવ તો આ રહ્યો ! બેટા ! આવ્યો કે ! કયાં ભૂલો પડી ગયો હતો ? લે આમ આવ ને પગે લાગ તારી મા સરલાને !

માલવ : કોણ ? આ જ માજી સરલા કે ? હેં ! માજી ! માજી ! ત્યારે મેં તો તમને બહુ જ પજવ્યાં હો ! માજી માફ કરશો કે ?

સરલા : શું કહો છો ? આ શું મ્હારો માલવ ? આવ, બેટા ! ચાંપુ તને હૈયા સાથે ! બેટા ગાલવ ! ત્યારે તું પણ પગે લાગ ત્હારા દેવમુખ બાપાને !

ગાલવ : અરે ! બાપા ! તમે તો ગજબ કર્યો હો ! ત્યારે જ આ બધું કહ્યું હોત તો તમારી એમ પૂજા કરવી તો ન પડત !

દેવમુખ : એ તો પુષ્પાંજલિનો પૃથક્ પાઠ હતો ! બાકી :

" બાપાથી બેટા થાય સવાઇ, જમાને જમાને નવી નવાઈ ! "

સરલા : ત્યારે પેલી છોડી કોણ ? ભલા !

દેવમુખ : સરલા ! એ તો મન્થરાની દીપડી નન્દા ને ત્હારા માલવની જીવનસખી ! આ એમ ! શું સમજી ?

સરલા : હેં ! શું કહો છો ? વાહરે ! મ્હારી ચાલાક વહુ નન્દા ! મ્હારા માલવ માટે ઠેઠ ત્યાંથી અહીં આવી કે ? શાબાશ રે !

[ નન્દા પગે પડે છે ]

ટાઢાં પેટ ! વસતાં પેટ !
દીકરા જણજો ને ઘર ગણગણજો !

ત્યારે ઇન્દિરા ! ત્હારી બ્હેનપણી તો ઠીક મળી હો !

દેવમુખ : પણ, સરલા ! આ ઇન્દિરા કોણ છે ? ભલા !

સરલા : પ્રિયરામ ! એ તમારા ગાલવની હવે તો સહચરી ! ચાલો, ત્યારે દેવી રમા પાસે જઇને બધી વધાઇ ખાઇયે ને આવા ઉત્સવ જેવા પ્રસંગમાં જ સારાં કામ ઉકલીએ !

દેવમુખ : હા, હા, ચાલો, ઝટ, એમનાં જ !

[ બંને જાય છે ]

[ગીત]

નન્દા : ઉભી રહેને ! અલબેલી !

ઇન્દિરા : છોડ છેડો ! છબેલી !

નન્દા : ત્હારા વરને બોલાવ ત્હારી વ્હારે !

ઇન્દિરા : જા ! ચીબાવલી નવેલી !

નન્દા : ના, ના, બોલો, મન મેલી ! ત્હારો વર ક્યાં ? મોંઘેરો આતો મ્હારે ?

ઇન્દિરા : ત્યારે મ્હારે પાંહડિયો પાલવ રે !

ગાલવ : વાવારે ! વાવારે ! વાવારે ! વારે વારે વાહ !

માલવ અને ગાલવ :

જાણી લેતાં ભૂલ અજાણ, ભોળાં ભૂલી જાય સુજાણ !
જવાનડાં વરવહુની જોડ રમત ગમતમાં પૂરે કોડ !

(નન્દા ઇન્દિરા જાય છે)

માલવ : પણ તમે મ્હારા ભાઇ કે હું તમારો ભાઇ !

ગાલવ : ના, ના, હું તો તમારા ભાઇનો ભાઇ !

માલવ : ત્યારે આપણો સરખો જોટો ! તેમાં કોણ મ્હોટો ?

ગાલવ : મ્હોટો એ ખોટો માટે હું તો છોટો !

માલવ : ત્યારે હું લાખેણો લખોટો તેથી કરું ગોટો ! માટે મ્હોટા ભાઇ ! ચાલો આગળ !

ગાલવ : ના, ના, એમ નહિ.

સાથે જન્મ્યા: સાથે સેવ્યાં એક બાપ ને માડી !
સાથે ચાલી સાથે મ્હાલી સાથે રહેવું દહાડી !

(બન્ને જાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ છઠ્ઠો.

### સીતાજીનું સાંત્વન.

સ્થળ : તપોવન.

પાત્ર : સીતાજી, સરલા, લવ, કુશ અને હનૂમાનજી.

સરલા : (ખોળામાં સીતાજી સૂતાં છે એવી) અહાહા ! સતી સૂતાં સૂતાં પણ જય શ્રીરામ : જય શ્રીરામ ! એમ જપ્યા જ કરે છે ! અરેરે ! સદ્‌ગુરૂ વસિષ્ઠજીને લઇને સામંતરાજ લક્ષ્મણજી અયોધ્યાની મહાપ્રજા સાથે મહર્ષિ વાલ્મીકિજીના તપોવનમાં આવ્યા તો છે. પરંતુ મહારાજાજી રામચન્દ્રજી કેમ ન પધાર્યા ? શું હજી એ નહિ જ ધ્યાન આપે ? અરેરે ! એમ થાય તો સતી ભાગ્યે જ જીવી શકે !

સીતાજી : (સ્વપ્નમાં)

(ગીત)

વિરહની પીડા બાલ્યથી ધરી :
મધુર ગ્લાનિમાં શક્તિએ કરી :
સરલ જીવિતે છે અધીનતા :
જીવન રામના ત્હોય હાલ આ !

સરલા : સતી ! સતી ! એમ કેમ કહો છો ? ઉઠો જોઇયે ! શાંત થાઓ ! સૌ રૂડાં વાનાં જ હવે તો તુરત થશે.

સીતાજી : (ઉઠીને) બ્હેન સરલા ! તને પણ હું બહુ દુઃખ આપું છું : ખરૂં કે ? માફ કરજે હો બ્હેન !

અક્કલ ને દૈવત ઉઠી જતાં દરિદ્ર દુઃખી થાય :
દુઃખીયાનાં ચેપી દુઃખ વળગે, બીજા સૌ બ્હેમાય

સરલા : માજી ! માજી ! આમ શું બોલો છો ? હું તો આપની જન્મોજન્મની કિંકરી જ છું.

સીતાજી : નહિ રે બ્હેન ! તું તો અત્યારે સગી માજણી મ્હારી બ્હેન થઇને બેઠી છો ! રઘુનાથ ! રઘુનાથ ! અધમ સીતાને અર્થે કેટ-કેટલાં જણુ દુઃખી થાય છે ? અરેરે ! હવે તો કોઇ રીતે અનુગ્રહ થવો ઘટે છે ! હા ! રામ ! પણુ પેલા કોણુ આવે છે ?

(કુમાર કુશ, લવ ને હનૂમાનજી આવે છે)

લવકુમાર : રમાદેવી ! રમાદેવી ! આજ તો રઘુકુમાર ચન્દ્રકેતુને તથા તેના પિતા લક્ષ્મણુરાજને તથા બધા લશ્કરને તમે સમજાવેલાં તેવાં જૃંભકાસ્ત્રોથી કુમાર કુશરાજે મૂર્છિત કરી દીધા છે.

કુશકુમાર : ને માજી ! જે મહાવીરે સતી સીતાજીની અને મહા-રાજાજી રામચન્દ્રજીની અદ્‌ભુત સેવા બજાવી છે એવા આ હનૂમાનજીને કુમાર લવરાજ બાંધીને લાવ્યા છે. તેમને હમણાં અમે અહીં બાંધી જઇએ છીએ તેથી સાચવજો !

અહીં આવતાં સાંભળ્યું કે : મહારાજા શ્રી. રામચન્દ્રજી પણુ આ તરફ ચાલ્યા આવે છે. તેથી ત્યાં જંગમાં જઇ પ્રત્યક્ષ દર્શન અમે કરી આવીએ. પછી આવીને અમે હનૂમાનજીને રમાડશું. માટે તેમને જવા દેશો માં હો !

સીતાજી : ભલે, કુમારો ! સુખેથી સીધાવો ! ને દેવદર્શનનાં—અલભ્ય ફળ પામો !

લવકુશ કુમારો : માજી ! જઇએ છીએ ત્યારે ! (બન્ને ઝડપથી જાય છે)

સીતાજી : જાઓ, સુખેથી ! પ્રભુ તમારૂં રક્ષણુ કરો ! [સ્વગત] અરે ! અરે ! આ તો ભક્તરાજ ! હા ! રામ ! (મૂર્છા ખાય છે)

હનૂમાનજી : દેવી ! કોણુ ? મ્હારી સીતાદેવી ! રામ ! રામ ! રામ ! મ્હારી માતા ! ત્હારી આ શી દશા ?

(શિખરિણી)

દુભાયેલાં દેવી ડસડસી રહ્યાં દીન મુખડે !
વિંખાયેલી વેણી ! ન, અરર ! નિસાસા ભરી શકે !
અરે ! ઊંડી આંખો નીર નવ ભરે ! હૈયું ધડકે !
અબોલા સોસાવે ! બળીઝળી જતાં, રામ જ જપે ?

માતા ! મ્હારી જાનકિ મૈયા ! ઉઠો, ઉઠો, હવે ! આ તમારૂં દારૂણ દુઃખ પાછું જોયું નથી જતું હવે મ્હારાથી ! ત્યાં ઝૂરી મરે છે મ્હારા રામ ! ને અહીં એકલાં સોસાય છે મ્હારી મૈયા ! અહાહા ! આવાંને પણ કર્મનો દારૂણ વિપાક છોડતો નથી ! કેટકેટલાંક દુઃખડાંને ભોગે, ભોળાં લોકડિયાંને હવે પોતાની ભૂલ સૂઝવા લાગી તો છે ! ક્યાં મન્થરાના મેલાં તત્ર અને ક્યાં પેલા બહુરંગી રાક્ષસની આસુરી માયા ? અહા ! પ્રપંચનું કેટલું બળ ? પણ રામમુદ્રિકાના તેજના અંબારને અંગાર સમજી ઝીલવા જતાં ત્રાસ પામેલાં સતી સીતા જ્યારે રામાકાર થઈ ગયેલાં ત્યારે તે વાતના રંક સાક્ષીરૂપ મ્હારી અલ્પ સેવા મહારાજા રામે ધ્યાનમાં લીધી ને પ્રપંચના પ્રાણીઓ એને પોતાને પાપે ફાટી પડયાં ! ને તેથી હવે સઉ વાતે સારૂં થતું જ આવે છે. પણ મૈયા તો હજી ન જાગ્યાં ! અરે ! માતા ! આટલું બધું શાને દુભાવ છો ? મને જોઇને એટલું બધું ઓછું શાને લાવો છો ? અહા ! શી પતિ-ભક્તિ પરાયણતા ?

સીતાજી : (અર્ધનિદ્રામાં)

(ગીત)

આશા અનેરી વ્હાલાંમાં વળગી !
વ્હાલપ જીવન અમારે રે !
માયાનાં મુંઝવ્યાં વત્સલ વ્હાલાં, સરલ બનીને સેવે રે !
અંતરના આરામ તણાં એ જીવાડયાં હો જીવે રે !
વળગેલાં વિખૂટાં પડતાં પાછાં વ્હાલાં શરણે રે !
દુઃખીઆરાં વ્હાલાંઓ ઝુરે, વિસાર્યાં નહિ વિસરે રે !

હનૂમાનજી : જાનકિ મૈયા ! જાગોજી ! હવે તો મ્હારી ધીરજ પણ નથી રહેતી હો ! શાંત થાવ ! સઉ સારૂં જ થવા હવે બેઠું છે! ચાલો, નીરાંતે બધી વાત કહું.

સીતાજી : (સ્વસ્થ થઇને) સરલા, ચાલો, ભક્તરાજ ! આમ પધારો ! (ત્રણે જાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ સાતમો.

સ્થળ : લશ્કરી છાવણીમાં : રાજ પિતા પુત્રોની પીછાન.
પાત્ર : ચન્દ્રકેતુ, રામચંદ્રજી, લવકુમાર ને કુશકુમાર.

લવકુમાર અને કુશકુમાર : ( રણુગીત ગાતા )

(ગીત)

ધન્ય અમ ભારતભૂમિ અવતાર !
બાળ અમે તપોવને વસનાર !
બ્રહ્મ, મને ભરનાર ! શૌર્ય, વિશાળ ઉરે ધરનાર !
વ્યવહારે, ગણુનાર ! દાસ ભૂમિજાતિ તણા બનનાર !
સર્વદેશી અમ વર્ણ ચતુર નિજ ધર્મ ધુરંધર બાળ !
જન્મભૂમિનાં જાયાં માટે સદા ભોગ બનનાર !

ચન્દ્રકેતુ : મહારાજાજી ! એજ પેલા ચાલ્યા આવે છે તે મ્હારા રણુબાંધવ, વીરકુમારો, લવકુમાર અને કુશકુમાર !

રામચન્દ્રજી : અહો ! આટલા ન્હાના બાળકોએ મને પણ અંજાવ્યો? અરે ! પણુ જાણે વીર રસની જ મૂર્તિઓ ! કેવા ભવ્ય છતાં ધીરલલિત તેઓ લાગે છે ! કુમાર ચન્દ્રકેતુ ! ખરેખર ત્હારૂં કહેલું સત્ય છે. આવાં વીરરત્નોનો ટેક એકરંગી હોય તેમાં નવાઇ નહિ. અને તેથી તેમનો દમામ પણુ ન્યારો જ હોય ! એ બન્નેને અહીં બોલાવ જોઇએ ! અહા ! વિનય સાથે વીરતા કેવી દીપે છે ને?

ચન્દ્રકેતુ : જેવી આજ્ઞા ! (લવ–કુશ પાસે જાય છે ત્યાં)

લવ–કુશ : રઘુકુમાર ! દેવ રઘુનન્દનને વિદિત કરશો કે રંક બાલકો લવ અને કુશ નમન કરવા માગે છે !

ચન્દ્રકેતુ : ને તેથી તમને પોતે જ બોલાવે છે !

લવ–કુશ : જેવી આજ્ઞા ! ( પાસે જઇને ) દેવજન ! રંક બાળકઃ લવ–કુશ નમન કરે છે.

રામચન્દ્રજી : (કુશને) કેમ, કુમાર ! અમારા અશ્વને બાંધીને તમે આ બધું રમખાણ મચાવ્યું છે કે? બાલક જાણીને તમને હાલ બચાવી લીધા છે. તે એટલા જ માટે કેઃ તમારા વીશે હું કાંઇક વિશેષ જાણવા માગું છું ને પછી તમારો સમવયી રઘુકુમાર તમને વિશેષ યોગ્ય પીછાન આપશે.

કુશકુમાર : જી, મહારાજાજી ! અમે જાણિયે છિયે કેઃ રાવણપુત્ર ઇન્દ્રજીતે સ્હેજવારમાં કોને મૂર્છા ખવરાવી હતી. રામાયણની વિશેષ વાર્તા પણ સમજીએ છીયે ! મહારાજાજી !

લવકુમાર : દેવકુમાર કુશરાજ ! વીરક્ષેત્રનું આતિથ્ય આપણા તપોવનમાં હવે ન શોભે ! મારે દેવચર્યા આચરવી જોઇએ.

કુશકુમાર : એમ જ જોઇએઃ ખરૂં કહ્યું. લવકુમાર ! અનુગ્રહ થયો. મહારાજાજી ! અમારી છોકરવાદી દરગુજર કરશો. પણ ટંકાર સહન કરવાની શાળા તપોવનમાં નથી હોતીઃ તે મહારાજાજીના ધ્યાન બહાર ભાગ્યે જ હોઇ શકે !

રામચન્દ્રજી : અહા ! બહુ બોલા કુમાર ! ત્હારા બોલે બોલ બાળી નાંખનાર છે.

(સંભ્રમમુગ્ધ જુએ છે)

(ગીત)

બોલકા બાળક ! અરે ! તુજ બોલ માથું ફેરવે !
ત્હોયે કમળકા વ્હાલના આવે મને જોતાં તને !

ચ્હેરો અને તુજ સાદ ને તુજ આંખના . ચમકાર એ-
કૈં સૂચવે ને પડ ઉખેળે ઉરનાં ઊંડાં : અરે'

દેવી ! તમારા તેજનું પૂતળું તમે આ શું ઘડયું ?
કારીગરીમાં પણ અધમ મુજ મુખ શાને કોતર્યું ?

ભોળા અભાગી રામ ! કયાં સીતા સીતાતાં ? બાલ કયાં ?
અલ્યા કુમાર ! તું ઓળખે અમને ? કહે તુજ વાસ કયાં ?

(મૂર્છા ખાય છે)

લવકુમાર : દેવકુમાર ! સીતાપતિનો પ્રેમ અનહદ જ હશે ! કેવા ઝૂરે છે? અરેરે! સીતાસતીનું શું થયું હશે? દેવરઘુવીર! સ્વસ્થ થાઓ!

કુશકુમાર : બાલકુમાર ! એમ જ છે ! રામાયણના મહા નાયકની કથા અતિ કરૂણ છે. ચાલો, તેમના ચરણ નજીક જઇએ.

ચંદ્રકેતુ : હા, હા, આવો બન્ને ને ચાલો, મહારાજાજીને શાંત કરીયે. કેમકે સીતા માતાના પવિત્ર સ્મરણથી તેઓ સોસાય છે !

લવકુમાર : રઘુકુમાર ! મહારાજાજીનાં દુઃખ દારૂણ છે. રામાયણમાં ભગવાન વાલ્મીકિજીએ કંઇક એવું ઉતાર્યું છે કે સ્વાધ્યાયનાં આન્હિકમાં કાળજું વીંધી નાંખે છે ! તો પછી મહારાજાજીનાં પ્રત્યક્ષ દર્શન કરવાથી અતિ અસહ્ય એ દેખાય તેમાં શી નવાઇ ? દેવ રાઘવરાજ ! સ્વસ્થ થાઓ !

રામચન્દ્રજી : (સ્વસ્થ થતાં) વન બાલકો ! ભગવાન વાલ્મીકિજીએ રામાયણનું અધ્યયન પણ ચલાવ્યું છે કે ? ત્યારે તો તમને તે ગાતાં પણ આવડતું જ હશે.

લવકુમાર ને કુશકુમાર : જી, હા, મહારાજાજી !

રામચન્દ્રજી : ત્યારે સતી સીતાની સીમંતિની દશાની કથા સંભળાવો જોઇએ.

કુશકુમાર તથા લવકુમાર : (ગાય છે)

अरुन्धत्या इवाक्षीनो वसिष्ठ इव तेजसा ।
एवं रामो मुदायुक्तः सीतां सुररतो पमाम् ॥
रमयामास वैदेही महन्यहांनि देववत् ।
तथा तयो विहरतो सीता राघवयोश्चिरम् ॥

वा. रामायणम्

રામચન્દ્રજી : ધન્ય ભાગ્ય સીતારામનાં કે સતી અરૂંધતી અને ભગવાન વસિષ્ઠજીના પવિત્ર નામથી તેઓ ઉદ્ધાર પામે છે ! પણ, કુમારો ! પછી સતી સીમંતિનીનું શું થયું ? હા ! સીતે !

લવ અને કુશ : જી, મહારાજાજી ! સતી સીતાને તીર્થયાત્રાને નિમિત્તે લક્ષ્મણરાજ સાથે કંઈ કારણથી વનવાસ આપ્યો ને તેથી ગંગાતીરે જતાં જાણ્યે અજાણ્યે સતી ગંગામૈયાને શરણે ગયાં !

રામચન્દ્રજી : પછી તેનું શું થયું ? હા ! સતી જાનકિ ! ત્હારૂં ને હારાં બાલકનું શું થયું હશે ? (ધ્યાન મુગ્ધ થાય છે)

(ગીત)

બન્ને કુમારો :-

(કવિ શ્રી ન્હાનાલાલ દલપતરામ કૃત)

અમે જોગીઓના બાળ :
મેરૂ ધરીને ધરાવીશું :
પીને પાઇ દઇશું કાળ !

ઘોળ્યા ચાંદા ને ઘોળ્યા સૂર્યને ઘોળ્યાં દિવસ ને રાત :
ઘોળી ઘોળીને સોમ સારવ્યો : છલકે આ અમ પાત્ર !
પાત્ર ધર્યું મુખ જગતને : અમે જોગીઓના બાળ !

શોક ને મોહ સરી પડ્યા, લાધ્યાં સ્નેહ ને કલ્યાણ :
ઝોળી ભરી ભરી લાવીએ, અમને ચાખવાની આણ :
થાળ ભરી જગ પાઠવ્યા : અમે જોગીઓના બાળ !

ગિરિગિરિનાં કણ સંઘર્યાં સોંપ્યાં મનુને સમાજ :
કોઇએ રચ્યાં રક્ષણ દેહનાં કોઇએ પ્રાણ કેરા સાજ :
ઉત્સવ જોઇને આનન્દિયે : અમે જોગીઓના બાળ !

લવકુમાર : ક્ષમા ! મહારાજાજી ! તે પછીની કથા અમને શીખવેલી પણ તે અદ્‌ભુત હોવાથી ભગવાન વાલ્મીકિએ તેનું એક નાટક રચ્યું છે. અને તે લઈ મ્હારા આ દેવકુમાર કુશરાજ હમણાં જ ભરતાશ્રમ-માંથી પાછા પધાર્યા છે.

રામચન્દ્રજી : ત્યારે તો કુશકુમાર ! ભગવાન વાલ્મીકિને જઈને વિદિત કરશો કે : રંક રામ એ અર્થે પણ આપનાં પવિત્ર દર્શનની ઉત્કંઠા રાખે છે ?

કુશકુમાર : જી, મહારાજાજી ! જેવી આજ્ઞા !

રામચન્દ્રજી : કુશકુમાર ! હું અહીંથી વિદેહરાજાનાં ને મ્હારી રાજમાતાનાં દર્શને જાઉં છું. તેથી ત્યાં જ મળશો ને ?

કુશકુમાર : જી, હા, મહારાજાજી ! ત્યારે આજ્ઞા માગું છું. (જાય છે)

રામચન્દ્રજી : ભલે, સુખેથી સીધાવો ! ચન્દ્રકેતુ ! લવકુમારને લઈને ચાલો મ્હારી સાથે ! ( ત્રણે જાય છે. )

## અંક ત્રીજો : પ્રવેશ આઠમો.

સ્થળ : વાલ્મીકિ તપોવન : " ભૂલભૂલૈયાંનો ખુલાસો "
પાત્ર : ઇન્દિરાને ગાલવ, નન્દાને માલવ, ને પાછળથી સરમા ને દેવમુ ને છેલ્લે કુશ લવકુમારો.

[ ગીત ]

નન્દા, માલવને : ધીરે ધીરે આવો, ને આધાર ! રે ! મુજ મંદિરિયે, પધરાવું
માલવ, ઇન્દિરાને : પ્રાણ પધરાવું : પાય જીવથી જાળવું : પખાળું : મ
મોતીડે વધાવું

ઇન્દિરા, ગાલવને : પ્રીતેથી પ્હેરાવું હાર હૈયાંના હીરના !
નન્દા : અંગનાં મૃદંગ, વેણુ હોઠનીઃ રસાળા !
ગાઉં, ને બજાવું ! નેણુમાં નચાવું !
માલવ : પ્રાણને રીઝાવું !

નન્દા : કેમ ? ઇન્દિરા ! મોંઘેરો માલવ, તો મ્હારો, ગોરો ગાલવ ત્હારો !

ઇન્દિરા : હારતો ! માલવગાલવના માગામાં, લવુ આપણે ન્યારો ! ગાલવ : ત્યારે હું કહોનો ?

નન્દા : તમેજ મ્હારા માલવ !

માલવ : ત્યારે હું કહોનો ?

ઇન્દિરા : તમે જ મ્હારા ગાલવ !

નન્દા : ના, ના, એ જ મ્હારા માલવ !

ગાલવ : અરે ! પણ આતો ઇન્દ્રિજાળ જાગી ! (ઇન્દિરાને) બોલ, ત્હારો હું લવુ કે એ લવુ ?

ઇન્દિરા : તમે જ મ્હારા ગાલવરાજ ! વ્હાલે પરખાય તે વર !

માલવ : (નન્દાને) બોલ, જડબી ખોલ, કરજે તોલ, આના સોળ : બોલ ! હું તે તારો વર કે તું મ્હારી વહુ ?

નન્દા : તમે જ મ્હારા માલવરાજ ! નેડાને નાતે સાથેનાં સાથે ! (દેવમુખ ને સરલા આવે છે)

દેવમુખઃ—કેમ સરલા ! સતીમાતાએ સંમતિ આપી કે !

સરલા—અરે ! એ તો આ ચારે જણાંને જોઇને બહુ જ રાજી થયાં. ને બન્ને કુમારોને તેમનાં ગાંધર્વલગ્નનો પ્રથમ વિધિ ઉકલી દેવાની આજ્ઞા પણ તેમણે તેમને આપી દીધી છે. તેથી કાં તો તેઓ હમણાં જ આવવા જોઇયે.

દેવમુખઃ-ત્યારે પેલા બે પધારે છે તે કાં તો રાજકુમારો જ હોવા જોઇએ. (લવકુમાર અને કુશકુમાર પધારે છે)

લવકુમારઃ-સરલા બ્હેન ! સરલા બ્હેન ! આજ તો અમે રઘુવીરનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં અને પાવન થયા. વળી રઘુવીર ભગવાન વાલ્મીકિને આશ્રમે જાતે પધારવાના છે. તેથી ત્યાં એક અદ્ભુત નાટક થવાનું છે. માટે ત્યાં હવે સત્વર જવાનું છે !

કુશકુમારઃ- ત્યારે તો ચાલો, પ્રથમાનુરાગ પૂર્ણાહૂતિ, સંવનન પરિશીલનના વિધિ, રમાદેવીની આજ્ઞાનુસાર ઉકેલી ત્યાં જઇયે. બ્હેન ઇન્દિરા ! ને નન્દા ! આમ, આવો ! (બન્ને જુગલોને જોડે છે)

ઇન્દિરાઃ-(માલવને) ચાલો ! ગાલવરાજ !

માલવ : અરે ! ગાલવ તો એ રહ્યો ત્યાં ! ગાલવ ! અહીજ આવો ને !

ગાલવ : (નન્દાને) જા, ત્યાં ગાલવ કને ! મારી તો ઇન્દિરાસ્તો ! (ગાલવ ને ઇન્દિરાનાં તથા માલવ ને નન્દાનાં ગાંધર્વલગ્ન ત્યાં થાય છે)

[ ગીત ]

આવો, વધાવો, ચાંદલિયાને ! ટોળે મળેલા તારલિયાને !
લ્હાવો મજાનો આવો ન કાલે, આનન્દ આજની આ પળ આવે
રાતલડી રૂડી શ્યામને સેવે ! વાદલડી હું અમી વરસાવે !
વ્હાલે, વરેલ જોડલાં, વરવહુનાં, જોડાય !
સુન્દરં મધુરૂં મલપતાં સુખશાંતિને સ્હાય !

(સર્વ જાય છે)

## અંક ત્રીજો : પ્રવેશ નવમો.

સ્થળ : વાલ્મીકિ આશ્રમ.

પાત્ર : રામ, વાલ્મીકિ, લવકુશ, દેવમુખ, સરલા, અરૂંધતી, સીતા વગેરે.

અરૂંધતી : (સૂત્રધારિણીને સ્વરુપે, ગર્ભાંકને પ્રારંભે)

(ગીત)

શાણી શ્યામાની બલિહારી !
સેવા ધરીને વશ કરનારી :
સુજ્ઞ, સુલક્ષણી, રસિક નારી—
અગલે ડગલે સ્હાતી સ્હાતી :
પ્રિયજનમય જીવન ધરનારી :
સ્નેહ યજ્ઞમાં ભોગ થનારી !

(નેપથ્યે) "બેટા લવકુશ ! આમ આવો ! આજ તો તમે રોજ કથા કરો છો તે, પેલી દુઃખીયારી સીતાનું અદ્ભુત જીવન કહી સંભળાવું !"

અરૂંધતી : ખરે ! એ જ દેવી રમા જનાંતિકે બોલ્યાં ! તેવાં જ કૈલાસેથી કુબેરજી પાસેથી મંગાવેલા પુષ્પક વિમાનમાં નાટ્ય પ્રયોગ કરી બતાવવા માટે કુમાર લવકુશ અને એ તો આ આવ્યાં !

પવિત્ર દેવજનો ! ભગવાન વાલ્મીકિએ રચેલો આ પ્રબંધ લક્ષમાં લઇ પોતપોતાનો સંજીવનધર્મ સહચાર ને સ્નેહલગ્ન સંસાર સફળ કરજો.

(જાય છે.)

## ગર્ભાંક નાટક.

### પ્રારમ્ભક : સીતારામ મિલન.

સ્થળ : પુષ્પક વિમાન

પાત્ર : સીતાજી, લવ અને કુશ.

સીતાજી : બેટા લવકુશ ! આમ આવો, આજ તો તમે રોજ કહ્યા કરો છો તે, પેલી દુઃખીયારી સીતાનું અદ્‌ભુત જીવન કહી સંભળાવું : તો સાંભળ્યા કરજો હો !

(ગીત)

રામરાયને હતાં, સીતાશી રંક રાણી !<br>
હેતની હુલાવી, રામ-હ્રદયમાં સમાણી ! ૧

વડીલ વ્હેમીનાં વચનથી, રામ ધરે વનવાસ :<br>
સુખદ સહચરી, એ સમે, સીતા તો ગણાણી ! ૨

વેઠયા વસમા વિતક ને વેઠયો વળી વિયોગ :<br>
અંતે આવ્યાં ઘેર : એ રામસીતાની કહાણી ! ૩

રાજ્ય મળ્યું ! રિદ્ધિ મળી ! મળ્યાં અનેરાં સુખ !<br>
ઉગ્યો, આથમ્યો, અજબ એ કસોટીની કમાણી ! ૪

રાત પડી, આવી પડી, લોક વાયકા ઘોર !<br>
જનસેવક રામે તજી ! સીતા તો તજાણી ! ૫

રણવગડામાં રઝળતી, રામ ઉરે રમનાર !<br>
ઓછું સીતા આવતાં, ગંગામાં સમાણી ! ૬

પુત્રો બે પ્રસવ્યા તહીં, માતા પૃથ્વી ગંગ—<br>
લઈ સોંપ્યા ત્રણને જઈ, વાલ્મીકિને જાણી ! ૭

પુત્ર પરાક્રમી પિતુ સમા, રામરાયનો અશ્વ—
બાંધી, રઘુપતિને જીત્યાઃ લવકુશની એ કહાણી ! ૮

એ સીતામય રામ આ ! લવકુશ આ સુકુમાર !
રંક સીતા આ રામમય રામમાં સમાણી ! ૯

(રામ ચરણે શમે છે)

રામચન્દ્રજી : અરે ! શું? આ તો એ જ મ્હારાં સીતાજી ! દેવી ! મોટા મનનાં મહારાણીજી ! અનુગ્રહ કરજો ! સતી ! ત્હારો રામ......
(પાસે જઇ મૂર્ચ્છા ખાય છે)

લવ–કુશ કુમારો : કોણ ? રમાદેવી ! તમે જ અમારાં સાચાં જન્મ-જનની ! મા ! મા ! આમ તે શું કર્યું ? અત્યારસુધી અમને અજાણ કાં રાખ્યા ? અને શું અમે રાઘવરાજના જ પુત્રો છીએ કે ? ધન્ય : સદ્‌ભાગ્ય અમારાં ! પૂજ્ય માતાપિતા !

સીતાજી : બેટા લવકુશ ! પ્હેલાં આમ આવો અને તમારા પિતાજીની મૂર્છા વાળો ! (રામચંન્દ્રજીને ખોળામાં લઇને)

[ગીત]

શાંત થાવ સ્વસ્થ થાવ :
સ્વામી મ્હારા શ્યામ હો !

વિતકને વિસારિયે ! વાંક નવ વસાડિયે !
બિસરિયે વિભુને ના હો નાથ ! હો !

દુઃખને પ્રજાળવા, ઉરને ઉજાળવા,
ઉગે જુઓ આશાનો ઉજાસ હો !

[ પડદો પડે છે ને અયોધ્યાની રાજકચેરીમાં જવા પુષ્પક વિમાન ઉપડે છે.] રામચન્દ્રજી અને સીતાજીનું આવું અકસ્માત્ મિલન થતાં વેંત પુષ્પક વિમાન એકદમ ઉપડીને અયોધ્યાના રાજમ્હેલમાં તુર્ત ખરરર કરતું ઉતરે છે : તે જોઇને, અયોધ્યાવાસીઓ તેમને વધાવે છે ને હર્ષથી પોકારે છે : " જય દેવી જાનકી ! જય સીતાપતિ રામ ! "
[નેપથ્યે]

## અંક ત્રીજો : પ્રવેશ દશમો.

સ્થળ : અયોધ્યાનું રાજમંદિર.

પાત્ર : સીતાજી, રામચંદ્રજી, લવકુમાર, કુશકુમાર અને સર્વ રાજમંડળ અને ગુરૂજન મંડળ.

લવકુમાર : રમાદેવી ! નહિ રે ! રાજમાતુશ્રી રામેશ્વરી ! સતી સીતાજીનાં રાજભુવન તે આ જ કે ?

સીતાજી : લવકુમાર ! સ્વપ્ન સમજી ભૂલ્યા કે શું ? આ ન હોય ભગવાન વાલ્મીકિની આશ્રમ-કુંજ ! હો ! આ તો મહારાજાજી સાતેશ રઘુવીર રામચન્દ્રજીનાં છે અયોધ્યાના રાજયમંદિરો ! અને આપણે સૌ મહારાજાજીનાં શરણમાં છીએ.

રામચન્દ્રજી : બેટા લવકુમાર ! દેવી જાનકી તમને ભૂલાવે છે હો ! આપણે તો અત્યારે સતી રામેશ્વરી સીતાની વત્સલતાના લતા-મંડપમાં છીએ !

લવકુમાર અને કુશકુમાર : ખરૂં છે ! મહારાજાજી ! અમે આપ બન્નેનાં સ્નેહમુગ્ધ બાલકો બીજું શું સમજી શકિયે ?

(ગીત)

સગુણ એ બ્રહ્મ સમાં સાકાર :
નમું મુજ માતતાતને પાય !

જનની જનકના ચરણ શરણથી જન્મમરણ ભય જાય
અમીભરી એ વત્સલતાનાં સ્નાન પાન કરનાર—

સ્મિતમય મધુરાં દુધમલ બાલક વ્હાપનાં ગીત ગાય !
વ્હાલ તણા વિનિમયના બળથી સરલ થાય સંસાર !
એ સુખસાધનની સેવાનાં ભૂલાય કયમ સદ્ભાગ્ય ?

વાલ્મીકિજી અને વસિષ્ઠજી : ધન્ય છે, રાજવીર કુમારો ! તમારી પિતૃભક્તિને ! તમારાં માતાપિતાનું તપોબલ તમારા જેવાં સત્ફલને અપાવનાર છે.

મહારાજાજી રઘુરાયજી ! તમારૂં તપોબલ ઉગ્ર હોવાથી પ્રજાજનોને સતી જાનકીનું શુદ્ધ સ્વરૂપ સમજાયું. પરંતુ તમારા એ તપોબળનાં પ્રેરક તો સાધ્વી મૈયા સુભગા જાનકીજી જ છે ! તેથી ભવોભવ તમારા ધર્મસહચારમાં સતી સીતા તમારા પૂજ્ય રામ નામને અગ્રેજ પૂજાશે ! જય સીતારામ ! એવી તમારી સુજોડ પ્રજા-સેવામાં સદૈવ પ્રભુતા આચરો એ જ અમારી શુભાશિષ છે. ભારત-વર્ષની આર્યતા તમારે તપસ્તેજવી રાજદંપતી નામે ગૃહસંસારમાં અખંડ અને અખૂટ જય યશસ્વી વાધો !

સીતાજી અને રામચંદ્રજી : દેવજનો હજી ખૂબ વિશેષ પ્રસાદ વર્ષોજી : વાલ્મીકિજી અને વસિષ્ઠજી:

[ શાર્દૂલવિક્રીડિત ]

રાજા ! રંક ! કરો સ્થિતિ સમયની, અન્યોન્યથી, આપ લે !
જમ્પો, સમ્પ કરી, પરસ્પર, ધરો, કલ્યાણ ને પ્રેમને !
સેવા ધર્મ સ્વીકારજો, સરલતા સંસારમાં રાખજો !
સાચાંનો સહચાર આ, વિચારજો, સીતા અને રામનો !

સીતાજી અને રામચંદ્રજી : ધન્ય સદ્ભાગ્ય અમારાં, પ્રજાજનોનાં, અને પ્રજાસેવકોનાં કે તમારા જેવાં દેવજનો અમને આમ લોકકલ્યાણ ધર્મમાં પ્રેરવાને નિરંતર તત્પર જ છે.

(અરૂંધતીદેવીને આવતાં જોઇને)

કેમ દેવી અરૂંધતીજી ! શી આજ્ઞા છે ?

અરૂંધતીજી : રાજદંપતી ! રાજમાતાઓ પાસે તેડી જવા ઊર્મિલા દેવી અને લક્ષ્મણજી ક્યારનાં આવીને ઉભાં છે. પણ અંદર આવવાને સંકોચાય છે !

રામચંદ્રજી ! સતી જાનકીજી !

સીતાજી : જી, મહારાજાજી ! આ હું ચાલી મ્હારાં ઊર્મિલા ને લક્ષ્મણ-જીને અંદર અહીં તેડી લાવવા માટે (એ જવા મ.ડે છે ત્યાં એ દંપતી નીચી નમણે સ્હામાં મળે છે.)

લક્ષ્મણજી : [ નમીને ] દેવી સીતાજી ! આ લાજ વિનાનો લક્ષ્મણ પગે પડે છે.

સીતાજી : વત્સ ! રાજાજ્ઞા ઉપાડવામાં સદા એવા જ રહેજો !

બેટા ઊર્મિલા ! આમ આવ મ્હારા હૈયામાં ચાંપું તને ! એમાં મુંઝાઓ છો શા ને ? જો ! જો ! રાઘવરાજે અમારો અનુગ્રહ કેવો કર્યો તે તો જોઇ લે ! બ્હેન ! એમની અમીદષ્ટિના સત્ફળ રૂપ આ બન્ને રઘુરાજવંશ કુમારો હવે તમારી જ સેવામાં રહેશે, હો કે ? બ્હેન ?

ઊર્મિલા : બસ : દેવી ! પ્રભુ એટલું ય હવે નિભાવે એટલે ગંગા નાહ્યાં ! બેટા લવ કુશ ! આમ આવો આપણે દેવદમ્પતીના સ્તવન ગાઇએ !

(ગીત)

કહો સૌ જય જય સીતારામ !
થાય સદ્દાચાર વિજય તે આમ !
સ્વાર્થ ત્યાગ વણ પરમયજીવન થવું બહુ મુશ્કેલ :
સહુજનને ગણી સ્વજન અંશ અવતરે કરે સુખ દુઃખનો મેળ !
જન્મ મરણ જીવનની આવી ગજબ ગતિને સરલ કરી,
હેત ભરી સેવાના સુખડાં સ્હાવ, સનાતન ધર્મ ધરી !

સમાપ્ત

## કવિશ્રી લલિતજીના પુસ્તકો

લલિતના કાવ્યો
ભાગ પહેલો

લલિતના કાવ્યો
ભાગ બીજો

વડોદરાને વડલે

સીતાયન (નાટક)

### હવે પછી

પ્રિયતમા (નાટક)

લલિતના સર્વ કાવ્યોનો એક અપૂર્વ ગ્રંથ ટુંક સમયમાં પ્રકટ થશે.

★

## શ્રી ધૈર્યચન્દ્ર ર. બુદ્ધનાં
## પુસ્તકો

| [ સંપાદનો ] | [ વિગત ] |
|---|---|
| રાસમાલિકા : | રાસ ગીતો |
| જીવનરસ : | નવલિકાઓ |
| યુગચિત્ર : | લેખો-વાર્તાઓ |
| ઊર્મિ : | કાવ્ય સંગ્રહ |

| [ સ્વકૃત ] | [ વિગત ] |
|---|---|
| સુરંગા : | નવલિકાઓ |
| મેવાડની મહત્તા : | ઇતિહાસની વાર્તાઓ |
| તાતાંતીર : | સામાજિક વાર્તાઓ |
| ગુંજન : | બાલ ગીતો |
| શરદપૂર્ણિમા : | રાસ સંગ્રહ |
| રસજ્યોત : | કાવ્યો |

### હવે પછી

| | |
|---|---|
| છૂપા આંસુ : | નવલકથા |
| રૂપલેખા : | નવલકથા |
| ઉલ્લાસ : | હાસ્ય કથાઓ |
| જીવન જવાળા : | વાર્તાઓ |
| કાલી બોલી : | બાળ વાર્તાઓ |
| વેદનાના સુર : | નવલિકાઓ |
| પંજરી : | કાવ્યસંગ્રહ |
| રોટીના ગાન : | કાવ્યસંગ્રહ |
| પ્યારના આંસુ : | નાટક |
| પ્રેમ પત્રો : | પત્ર કથા |

ગુર્જર સાહિત્ય ભંડાર
લાઠી : (કાઠિયાવાડ)